# પરિણીતા

[ શરદબાબુકૃત ]

અનુવાદક

નગીનદાસ પારેખ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ

સં. ૧૯૮૭ કિં. ૦–૮–૦

સ્નેહેર બિન્દુ સિન્ધુ હ'યે હઠાત્ જેદિન ઉઠ્લો તરંગિયા,
આચમ્બિતે કી જે હ'લો, પ્રથમ પ્રથમ બુઝૂલો ના મોર હિયા.

નૂતન નૂતન ઠેકૂલો બ'લે હઠાત્ ગેલો થામિ,'
ભાબ્લો, "કી પાગલામિ!

તરંગવેગ રુધ્બો આમિ જતઇ પ્રબલ હોક ના;
કિસેર એત માતામાતિ?—શાન્ત હ'યે થાક ના."

એક દિકેતે મત્ત સાગર આર દિકેતે એક ફોંટા મોર મન;
પારબે કત ક્ષણ?

ભીષણ ચેષ્ટાશ્રમે જેદિન કલાન્ત હ'યે આબાર ભાબ્ને બ'સે
બુઝૂલો સકલ વ્યાપાર સ્પષ્ટ; ફિરબારિ માનસે
ઉધાઓ હ'યે છુટલો તખન મત્ત સાગર તીરે.

સેઇ આમાદેર હિયાય-ગાઁથા ફેર-મિલનેર મધુર સ્મૃતિટિરે.

# નિ વે દ ન

શ્રી. શરદ્બાબુની આ અતિશય લોકપ્રિય વાર્તાનો અનુવાદ આજથી આઠેક વરસ ઉપર પહેલ વહેલો કર્યો ત્યારે સ્નેહી મુ. શ્રી. બટુભાઈ તે આખો ધ્યાનપૂર્વક સાંભળી ગયા હતા અને ઠેકાણે ઠેકાણે સુધારા સૂચવ્યા હતા. આજે જ્યારે પુસ્તક રૂપે રજૂ કરવા એ અનુવાદ હું ફરી વાર જોઈ સુધારી ગયો ત્યારે તેમણે મમતાપૂર્વક આ ટૂંકી વાર્તા માટે લાંબો ઉપોદ્ઘાત લખી આપ્યો અને શ્રી. શરદ્બાબુની કલાનો પરિચય કરાવ્યો. પણ એ બદલ એમનો ઉપકાર માનવાનો ઉપચાર કરી છટકી જવાનો મારો વિચાર નથી.

પુસ્તકનાં પહેલાં ૩૨ પાનાં હું પોતે જોઈ શકયો નથી એટલે તેમાં ભૂલો વિશેષ રહી છે, તે બદલ વાચકોની ક્ષમા યાચું છું અને શુદ્ધિમાં દર્શાવેલા સુધારા પહેલાં કરીને પછી જ વાંચવાની વિનંતિ કરી વિરમું છું.

વિનય મંદિર,<br>**સુણાવ.**<br>૩ : ૮ : ૩૧

વિનીત,<br>**અનુવાદક.**

# ઉપોદ્ઘાત

આ ટૂંકી વાર્તા અનેક દૃષ્ટિએ સુંદર છે. તેના પ્રસંગોની ગૂંથણી સુંદર છે. તેનાં અંગપ્રત્યંગનાં પરસ્પર પ્રમાણો સુંદર છે. પણ આ ટૂંકા *ઉપોદ્ઘાતમાં હું માત્ર એ જ દૃષ્ટિબિન્દુથી તેની સુંદરતાનું નિરૂપણ, કરવા પ્રયત્ન કરીશ. વાર્તાની નાયિકા લલિતાના માનસનો વિકાસ, તેની લાગણીનાં પરિવર્તનો અને તેને લીધે વાર્તાના બદલાતા જતા ભાવો અને સમગ્રનો રસ. બીજી તરફથી આ વાર્તાનાં પાત્રોના સ્વભાવોનું વૈવિધ્ય અને તેની ફૂલગૂંથણી. આ બન્નેમાં કવિએ વિશિષ્ટ શક્તિ બતાવી છે. બનાવો, પાત્રોના સ્વભાવો અને પરિસ્થિતિમાંથી સ્વાભાવિક રીતે સરતા સરતા ભાવોનો ગોફ ગૂંથતા જાય છે.

લલિતા માબાપ વિનાની હોઈ તેના મામા ગુરુચરણને ઘેર ઊછરે છે. ગુરુચરણ ઊંચા કુળનો પણ ગરીબ છે. એટલી ગરીબીમાં પણ તે પોતાની કે પોતાનાં ફરજંદોની ચિંતા કરે તે કરતાં વિશેષ લલિતાની કરે છે એટલું એનું આભિજાત્ય છે. ગરીબ હોવાથી તેને, પૈસાદાર પડોશી કુટુંબને આશ્રયે રહેવું પડે છે. એ આશ્રય મળવામાં પણ અનેક હેતુઓ છે. પડોશી નવીનરાય જે ગોળનો વેપાર કરીને પૈસાદાર થઈ ગયો છે તેની દાનત પૈસા ધીરી ધીરીને ગુરુચરણનું ઘર પોતાના લાગનું હોવાથી પડાવી લઈને પોતાના દિકરા શેખર માટે તૈયાર કરવાની છે. તેની પત્ની ભુવનેશ્વરી સ્વભાવથી ભોળી, ઉદાર, પ્રેમાળ છે. તે માત્ર પોતાના ઉમદા સ્વભાવથી આ કુટુંબને મદદ કરે છે.

---

* લખી રહ્યા પછી સમજાય છે કે ટુંકો કરવાની ઇચ્છા હોવા છતાં તે લાંબો થઇ ગયો છે.

તેને લલિતા તરફ સ્વાભાવિક પક્ષપાત છે. પુત્ર શેખરમાં તેના બાપની નિષ્ઠુરતા નથી ઊતરી પણ માતાની ઋજુતા, ઔદાર્ય ઊતર્યાં છે. બન્ને કુટુંબો વચ્ચે એટલી નિકટતા થઈ ગઈ છે કે લલિતા શેખર પાસેથી જોઈએ ત્યારે જોઈએ તેટલા પૈસા લઈ આવી શકે છે. બન્ને કુટુંબ વચ્ચે પરસ્પર એટલો બંધુભાવ ખીલેલો છે કે લલિતા અને શેખરને હમેશ ભેગાં જોવા છતાં બન્ને ઘરનાં કોઈ મુરબ્બીને એમ કલ્પના પણ આવતી નથી કે બન્ને વચ્ચે લગ્નપરણામી પ્રેમ થઈ શકે. આવી પરસ્પર ચોતરફની શ્રદ્ધાના વાતાવરણમાં જગતમાં સૌથી વધારે ઉદ્યોગી દેવ મનસિજ બન્નેનાં માનસ ઉપર નિઃશંક રીતે પોતાનું કામ કર્યે જાય છે.

વાર્તાની શરૂઆતમાં લલિતા ૧૩ વર્ષની છે. તે કેવળ મુગ્ધા છે. જેમ ઘણીવાર બને છે તેમ લગ્નપ્રીતિનું ભાન એમાં શેખરને પહેલું થાય છે, તે ઉંમરે પણ મોટો છે. એમ. એ. થયા પછી તે એટર્ની થયો છે અને ૨૫–૨૬ વર્ષનો છે. બીજા પ્રકરણમાં રૂપિયા લેતાં લલિતાને થાય છે કે આ રૂપિયા તો લઉં છું પણ કોણ જાણે કયારે પાછા વળાશે. શેખર કહે છે: “ પાછા વળાશે કે વળે છે ? ” પણ લલિતા સમજી શકતી નથી. શેખર કહે છે “ હજી જરા મોટી થા એટલે સમજી શકશે. ” અહીં આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે શેખર લલિતાને પરણવાની અને પછી પોતાના સગા થયેલા ગુરુચરણનું દેવું માફ કરવાની આકાંક્ષા સેવે છે. આટલું કહ્યા છતાં લલિતા સમજી લાગતી નથી, પણ આ વાકયના તેના મન પર દૃઢ સંસ્કારો પડયા છે તે આપણે આગળ ઉપર જોઈ શકીએ છીએ.

લલિતા શેખરનો કે પોતાનો પ્રેમ ઓળખી શકી નથી પણ તેમ કર્યા વિના પણ તેણે સ્વાભાવિક રીતે જ એક ખંતીલી કોડીલી ગૃહિણીનું કામ ઉપાડી લીધું છે. ઝીણામાં ઝીણી બાબતમાં પણ તે શેખરની રજા મેળવે છે. નવાં કપડાં પહેરી તેને શેખરનું ધ્યાન ખેંચવાની ઇચ્છા થાય છે અને શેખરના પંડની બધી સંભાળ અત્યાર પહેલાંથી તે રાખતી આવી છે. શેખર બધી બાબતમાં લલિતાને પરવશ રહેવામાં પોતાનું સૌભાગ્ય માને છે.

લલિતામાં અજ્ઞાતદાંપત્ય પ્રેમ છે છતાં તે એટલી નિર્દોષ છે કે શેખર વહુને જોવા જાય છે તેથી તેને જરા પણ ઇર્ષ્યા થતી નથી, તેમ તેને માઠું પણ લાગતું નથી. પણ શેખરનો સ્વભાવ તેથી ઊલટો જ છે. મુગ્ધ લલિતા, પડોશીના ઘરમાં જુવાન પૈસાદાર બ્રાહ્મધર્મી ગિરીન બાબુ મહેમાન આવ્યો છે તેની સાથે પત્તાં રમે છે, અને પરિચય કેળવે છે તે તેનાથી સંખાતું નથી.

ગિરીનના આગમનથી વાર્તાનાં પાત્રોના સંબંધમાં ગૂંચવણો ઊભી થઈ વાર્તા સંકુલ બને છે. દુનિયામાં સામાન્ય રીતે સારાં માણસોમાં પણ સંજોગને લીધે વિરોધ થઈ, તેથી ગેરસમજૂત થઇ વિષમ પરિણામો આવે છે તેનો દાખલો અહીં બરાબર મળે છે. ગિરીન પણ લલિતા તરફ આકર્ષાય છે. ભોળા ગુરુચરણ લલિતા માટે વર શોધવાને, શેખરને કરી હતી તેમ, ગિરીનને પણ ભલામણ કરે છે. તેને ખબર નથી કે બન્ને વેવિશાળિયાઓ જ પરણવાના ઉત્સુક છે. લલિતા તરફના આકર્ષણથી શેખર વહુને જોઈ આવીને તેને નાપસંદ કરે છે. ગિરીન લલિતા માટે વર શોધી લાવીને ભોળા ગુરુચરણ પાસે

નાપસંદ કરાવે છે. પણ ગિરીન એક પગલું આગળ ભરી શકે છે. ખોટા દમ ભરાવી કામ કરાવી લેવાના ઇરાદાથી શેખરનો બાપ ગુરુચરણ પાસે પૈસાની ઉઘરાણી કરે છે. ગુરુચરણ ભડકે છે ત્યારે ગિરીન તેને જોઈએ તેટલા પૈસા ખત પણ કરાવ્યા વિના ધીરે છે. તે વડે ગુરુચરણ ઘર છોડાવે છે. આથી લલિતાનો આદર અને લગ્નની સંભવિતતાનો કાંટો કંઈક ગિરીન તરફ નમે છે.

પણ લલિતાનો લગ્નપ્રેમ તો શેખર તરફ જ હતો. તે પ્રેમ, ગુરુચરણની લલિતાને પરણાવવાની ઉતાવળથી નિયત સ્વરૂપ લઈ લે છે. શેખર દર વરસ માફક તેની મા ભુવનેશ્વરીને લઈ હવાફેર કરવા જાય છે, ત્યારે આ વખત લલિતાનાં લગ્ન લેવાનાં હોવાથી તે સાથે જઈ શકતી નથી. લગ્ન કરવાં પડશે એ વિચાર તેના આખા મનને ઘેરી લે છે, અને મૂંઝવે છે. આ મૂંઝવણમાં તેના અસ્ફુટ ભાવો અને સંસ્કારો સ્ફુટ થવા માંડે છે. એટલામાં એક અકસ્માત થાય છે. ગુરુચરણની દીકરી અન્નાકાલી ઢીંગલીને પરણાવતી હોય છે. લગ્નના આટલા બધા કામમાં તેને પરવાર નથી તેથી શેખરદા માટે તૈયાર કરેલી માલા તેમને પહોંચાડવાનું તે લલિતાને કહે છે. લલિતા, કંઈ પણ સ્ફુટ વિચાર વિના, કેવળ આકસ્મિક ઊછળી આવતી ઊર્મિને વશ થઈ માલા આપવા જાય છે અને અડપલામાં શેખર ન દેખે તેમ તેના ગળામાં નાંખે છે. શેખર લલિતાને કહે છે કે આ માલારોપણનો અર્થ લગ્ન થઈ ચૂક્યો. શેખરના આ અચાનક પ્રાગલ્ભ્યથી લલિતાને આઘાત થાય છે. શેખરના પિતા નવીનચંદ્ર શેખરના લગ્નમાંથી કેટલા બધા પૈસા પેદા કરવા આગ્રહી હતા તે તે જાણતી હતી અને તેથી તેને વહેમ જાય

છે કે શેખર લગ્નના ઇરાદા વિના માત્ર પોતાના સ્ત્રીત્વનું અપમાન કરવા આમ કહે છે. તે શેખરે કરેલા અર્થનો નિષેધ કરે છે, એ અર્થનો પ્રતિકાર કરવા માળા પાછી માગે છે અને શેખરને હજી પણ એ જ ઉન્માદમાં જોઈ દૂર જતી રહે છે, રડી પડે છે. શેખર છાનોમાનો આવી તે માળા તેના ગળામાં પાછી નાંખે છે. લલિતા રડી પડીને બોલે છે " મારું કોઈ નથી તેથી જ તો તમે આમ મારું અપમાન કરો છો!" શેખર નર્મ વચનોથી તેને મનાવી તેના હૃદય ઉપર સંપૂર્ણ અધિકાર મેળવે છે. બંગાળાના રિવાજ પ્રમાણે લલિતા પત્ની તરીકે શેખરને પગે લાગે છે, બન્ને પોતાનો વિવાહ થઈ ગયો એમ માને છે અને લલિતા હવે પોતાનાં લગ્ન થવાની વાત ચાલે છે તેમાં શું કરવું તેની સલાહ માગે છે. " મારે શું કરવું તે કહેતા જાઓ." આટલી વાતચીત બન્નેનો સંબંધ વ્યક્ત કરવા અતિ અગત્યની છે.

" કંઈ કહેવાની જરૂર નથી. લલિતા, આજથી તું જાતે જ બધું સમજી શકશે."

" મેં ભૂલમાં તમારા ગળામાં માળા પહેરાવી દીધી એટલે જ શું તમે આમ કર્યું ?"

" ના. હું ઘણા દિવસથી વિચાર કરતો હતો. પરંતુ નક્કી કરી શકતો ન હતો. આજ નક્કી કર્યું, કારણ કે તારા વિના રહેવાય એમ નથી."

" પરંતુ તમારા બાપુ સાંભળશે તો બહુ ગુસ્સે થશે, મા સાંભળશે તો દુઃખ પામશે–એમ ન બને શે– "

" બાપુ સાંભળશે તો ગુસ્સે થશે એ વાત ખરી, પરંતુ મા બહુ ખુશી થશે. ગમે તેમ પણ થનાર હતું તે થઈ ગયું

છે–હવે તું પણ ફેરવી શકવાની નથી, હું પણ ફેરવી શકવાનો નથી. જા નીચે જઈ ને માને પ્રણામ કર. ”

આમ અકસ્માતથી શરૂ થયેલો પ્રસંગ પરસ્પર લગ્નભાનમાં પરિણમે છે. પણ આ પ્રસંગમાં પણ, લલિતાનું મુગ્ધતાનું પગલું હતું, શેખરનું સંપૂર્ણ ભાન અને જવાબદારીવાળું વર્તન હતું.

શેખરની ગણત્રી મુજબ શેખર પિતાની મરજી ન છતાં માતાના વહાલથી લલિતાને પરણી શકત. પણ તેટલામાં એક નવીન મુશ્કેલી ઊભી થાય છે. શેખર અને ભુવનેશ્વરી હવાફેર કરવા ગયાં છે, દરમિયાન ગુરુચરણ ગિરીનને લલિતા આપવાનું નક્કી કરી દે છે અને આટલી બધી છોકરીઓને પરણાવવા પૈસા ક્યાંથી કાઢવા તેની મૂંઝવણમાં અને ગિરીનની અસરથી બ્રાહ્મધર્મ સ્વીકારે છે. તેના ઘરમાં રડારોળ થઈ રહે છે. નવીનબાબુ કંઈક જૂના મતાગ્રહથી પણ વિશેષ તો હવે ગુરુચરણ હાથમાંથી ગયો એમ જોઇ તેનો સંબંધ તોડી નાંખે છે અને તેના મૂર્ત ચિહ્નરૂપ બન્ને ઘરના રવેશ વચ્ચે દિવાલ ચણાવી દે છે. ગુરુચરણનો સ્પર્શ સુદ્ધાં છોડે છે. શેખર અને ભુવનેશ્વરી બન્ને આ સાંભળી અસ્વસ્થ થઈ પાછાં ઘેર આવે છે. રવેશની દિવાલ જોઈને જ બન્ને નવીનરાયનું માનસ સમજી જાય છે. છતાં શેખરનું આકર્ષણ ઓછું થયું નથી. તે ગુરુચ-રણને ઘેર જાય છે. ગુરુચરણ અને તેની પત્ની બન્નેને મળે છે. પાછા ફરતાં અંધારામાં લલિતા તેને મળે છે, જમીન પર પડી પ્રણામ કરે છે, અને જાણે ચારે બાજુથી વીંટળાતી વિપત્તિઓમાંથી બચવા પતિનું રક્ષણ માગતી હોય તેમ તેની પાસે જાય છે અને કહે છે “હવે તમારો શો હુકમ છે.!” અહીં કહેવું જોઈએ કે શેખર કાયરની

 

વાણી બોલે છે. પિતા, અને માતા પણ કદાચ, આવું લગ્ન નહિ સ્વીકારે, અને તેમની ઇચ્છાવિરુદ્ધ પોતાના વચન ઉપર ઊભાં રહેવા જેટલું સામર્થ્ય ન હોવાથી તે સ્વીકારેલી સ્થિતિથી જાણે ભાગવા મથે છે. લગ્નના કોલના પ્રસંગ ઉપરની તેમની વાતચીત જેવી જ આ વાતચીત માર્મિક છે. શેખર જાણે કાંઈ ન સમજતો હોય તેમ ઉપરના પ્રશ્નનો ઉત્તર આપે છે: " હું કોના ઉપર હુકમ કરવાનો હતો ? " " મારા ઉપર " આપણે આખી વાતચીત અહીં જોઈ જઈએ.

" જાઓ આ વખતે મને મશ્કરી ગમતી નથી. પગે પડું, બોલો શું કરવું છે ? ભયથી મને તો રાતે ઊંઘ આવતી નથી."

" ભય શાનો ? "

" તમો પાસે નહીં, મા પાસે નહીં અને વચમાં મામા શુંનું શું કરી બેઠા—હવે મા જો મને સ્વીકારવા રાજી ન થાય તો ? " શેખર થોડી વાર ચૂપ રહી બોલ્યો. "...મા હવે સ્વીકારશે નહિ ! તારા મામાએ પારકા પાસે ઘણા રૂપિયા લીધા છે, એ વાત તેમણે સાંભળી છે, તે ઉપરાંત હવે તમો બ્રાહ્મ અને અમે હિન્દુ. " એક જ ઉક્તિમાં શેખરે હિન્દુ તરીકેની અને હિન્દુપુત્ર તરીકેની બન્ને નબળાઈઓ બતાવી. પણ લલિતા પાસે બન્નેના સાચા જવાબો હતા. " મામા ગમે તે હો, પણ જે તમે છો તે જ હું છું...અને ગિરીનબાબુ પાસે રૂપિયા લીધાની વાત કરો છો—તો તે હું પાછા આપી દઈશ. "

વાર્તાની શરૂઆતમાં શેખરે કહ્યું કે " રૂપિયા પાછા વળે છે " તે વાકય લલિતા ન હોતી સમજી, અત્યારે એ જ સંબંધના અધિકારથી અને કદાચ શેખરના વાકયના સંસ્કારથી

લલિતા ગુરુચરણને રૂપિયા આપવાનું કહે છે ત્યારે શેખર પોતાની કાયરતાથી એ વાત નથી સમજતો અને પૂછે છે.

" એટલા બધા રૂપિયા લાવશે ક્યાંથી ?"

" જાણતા નથી બાઈ માણસ ક્યાંથી રૂપિયા લાવે છે તે ? હું પણ ત્યાંથી જ લાવીશ."

શેખર પોતાની દીનતા છુપાવવા અને લલિતા ઉપર આ સ્થિતિનો વાંક ઢોળવા કહે છે " પરંતુ તારા મામાએ તો તને વેચી છે ! " લલિતા પૂર્ણ પ્રભાવથી જવાબ આપે છે "મને વેચવાનો અધિકાર તેમને નથી, તેમ તેમણે વેચી પણ નથી. એ અધિકાર માત્ર તમને જ છે; તમે મરજીમાં આવે તો રૂપિયા આપવાની બીકે મને વેચી નાખી શકો ખરા !"

પત્ની કહી શકે તેવો આ સખતમાં સખત ટોણો છે. તેથી પણ શેખર ઉત્તેજિત થતો નથી, ઊલટું, તેના અત્યાર સુધીના બધા ભાવો, સમાજની અને કુટુંબની બીક સાથે અથડાઈ અવળા ચાલવા લાગે છે. તેણે પોતે જ લલિતા પોતાને પરણી છે એવો ભાવ જગાડ્યો છે, છતાં તેને અત્યારે એમ લાગે છે કે એક જરા માળા પરસ્પર નાંખી, એક જરા...તેટલામાં લલિતા ગળે પડતી આવે છે ! અને તેની ધૃષ્ટતાથી જાણે પોતે નાસતો ફરે છે. લલિતા પરણ્યાની વાત કહી દેશે તેનો તેને મોટામાં મોટો ડર છે.

જ્યારે શેખરને ખાત્રી થાય છે કે લલિતાએ શેખરને પરણ્યાની વાત હજી કહી નથી અને હવે કહેશે નહિ, ત્યારે પણ તે સ્વસ્થ નથી થતો; પોતાની નબળાઈ સમજી લલિતા બીજે પરણે તે વિકલ્પ સાથે સમાધાન નથી કરી શકતો, તેમ લલિતાને પૂર્વવત્ ચહાવા નથી માંડી શકતો, પણ ઈર્ષ્યા, ક્રોધ, અભિમાન અને જાણે પોતાનું લલિતાએ અપમાન કર્યું હોય

તેમ બળ્યા કરે છે. હવે ગુરુચરણ માંદા પડે છે તેને હવાફેર કરવા ગિરીન પોતાને ત્યાં લઈ જાય છે. આ પ્રસંગે લલિતા આન્નાકાલીને સાથે લઈ આવે છે, 'દોષ અપરાધ' માફ કરવાનું આન્નાકાલીને મોઢે કહેવરાવે છે, શેખર યુક્તિથી એકાન્તનો પ્રસંગ માગે છે તે આપતી નથી, શેખરની કૂંચી પાછી આપે છે અને દૂરથી પ્રણામ કરી ચાલી નીકળે છે. શેખરની લલિતા તરફની વર્તણૂકનો સ્ફુટ જવાબ અહીં લલિતા તેને બરાબર આપે છે.

આ વસ્તુસ્થિતિમાં મોટા ફેરફારો થાય છે. ગુરુચરણ ગિરીનને ત્યાં ગુજરી જાય છે, પણ તેથી પણ મોટો ફેરફાર નવીનરાય મૃત્યુ પામે છે તે છે. મરતા પહેલાં સારી પેઠે નાણાં મળે તેવી જગાએ શેખરનું વેવિશાળ તે કરતો ગયો છે, અને હવે એક મહિનામાં શેખરનું લગ્ન થવાનું છે. તેવામાં ગુરુચરણની વિધવા પોતાના જૂના ઘરમાં પાછી આવે છે. તેનો ઇરાદો ઘર વેચીને હવે જમાઈ ગિરીન સાથે જ રહેવાનો છે. ઘર શેખરના મોખનું હોવાથી તેને લેવું હોય તો પૂછવા બોલાવે છે. શેખર જાય છે, ત્યાં ૧૭ વરસની લલિતાને અત્યંત કૃશ થઈ ગયેલી જુએ છે, તે તેને માત્ર પ્રણામ કરી ચાલી જાય છે, પણ ખરી વસ્તુસ્થિતિ સમજવા જેટલો તેનામાં સદ્દભાવ નથી. જૂના સળગાવેલા ઈર્ષ્યાના અંગારા આ ત્રણ વરસમાં પણ બુઝાયા નથી. તે સાંભળે છે કે લલિતાએ લગ્ન વખતે શેખરને બોલાવવાનું યાદ કરેલું હતું પણ તે ગુરુચરણના મરણના તાજા દુઃખને લીધે વીસરાઈ ગયું હતું: અને તેનો આખો આત્મા ફરી પ્રજ્વળી ઊઠે છે.

શેખરને, અને વાંચનારને પણ, સત્ય હકીકતની ઓચિંતી જ ખબર પડે છે. શેખર ઠેઠ સુધી લલિતા ઉપર ઘૃણા

જ વધાર્યે જાય છે,. થોડા દિવસ પછી ઘર લેવાની બાબતનો તરત નિકાલ કરવાનું કહેવા ગિરીન શેખરને મળવા જાય છે. શેખર જૂના અણગમાથી વાત ઉડાવે છે. ગિરીન વાતવાતમાં લલિતાનો બહેન શબ્દથી ઉલ્લેખ કરે છે, અને શેખરનો મૂઢ થયેલો આખો આત્મા એકાએક જાગે છે.

"કોણ કહેતું હતું" તે ટટાર થઇને પૂછે છે.

"બહેન લલિતા બહેન કહેતાં હતાં."

તે પછી જ શેખરને ગિરીન તરફથી બધી હકીકતની ખબર પડે છે. ગુરુચરણ મરતી વખતે કહેતા ગયા હતા કે ગિરીને બીજે કોઈ ઠેકાણે લગ્ન ન કરવું, પણ લલિતાએ જણાવ્યું કે પોતાનાં લગ્ન તો થઈ ગયાં છે અને સ્વામી જીવતા છે. ગિરીનને લલિતા તરફ પ્રેમ છે, પણ તે સ્વામી કોણ અને લગ્ન કેવી રીતે થયાં એટલું પણ પૂછ્યા વિના તે લલિતાની વાત સ્વીકારી લે છે, એટલી બધી તેને લલિતા ઉપર શ્રદ્ધા છે, એટલું બધું તેને સ્ત્રીત્વનું માન છે.

આ સાંભળી શેખર એકાએક રડી પડે છે, તેની હાથે કરીને વાળેલી અનેક ગ્રન્થિઓ એક સાથે દ્રવીને સરી પડે છે, ગિરીનના ગયા પછી તે તે બ્રાહ્મ યુવકને પ્રણામ કરે છે. "મનુષ્ય વગર બોલ્યે કેવો મોટો સ્વાર્થત્યાગ કરી શકે છે, હસતે મુખે કેવી કઠોર કબૂલાતોનું પાલન કરી શકે છે, તે આજે તેણે પહેલવહેલું જોયું."

બપોરે લલિતા ભુવનેશ્વરી પાસે બેસીને શેખરના લગ્નનાં લૂગડાં ગોઠવવામાં મદદ કરતી હોય છે ત્યાં શેખર જઈ ચડે છે, અને પુત્ર તરીકે લાડ કરતો કરતો લલિતા પોતાની પત્ની હોવાની વાત કરે છે. ભુવનેશ્વરી લલિતાના આવા અઘટિત અપમાનથી ક્રોધ કરે છે—તે પણ શેખરની પેઠે લલિતા હજી

નથી પરણી એ નહિ જાણતી હોય—ત્યાં લલિતા પુત્રવધૂ તરીકે પગે લાગી તે વાતનો સ્વીકાર કરે છે. ભુવનેશ્વરી ખબર કહેવરાવે છે કે લગ્ન તો એ જ મિતિએ થશે પણ કન્યા બદલાઈ ગઈ છે.

આ વાર્તાની ખૂબી એ છે કે ગૌણ પાત્રો પણ સુરેખ દોરાયાં છે. ભોળો, ઉદાર, સહનશીલ, આભિજાત્યવાળો ગુરુચરણ કંઈક આળસુ અને નિષ્ક્રિય હોવા છતાં આપણને ઘણો જ પ્રિય લાગે છે. તેની જ સામે નવીનરાય પણ તેવાજ દૃઢ રેખાથી આલેખાયો છે. નાની આન્નાકાલી અને તેની મા પણ તેવાં જ સ્પષ્ટ દોરાયાં છે. આટલાં ઓછાં પાત્રોથી પણ કર્તાએ સુંદર રચના ખડી કરી છે.

પણ વાર્તા વાંચી રહ્યા પછી બે ત્રણ પ્રશ્નો થવા સંભવે છે. આ છવ્વીસ સત્તાવીસ વરસના યુવાનો આવડી નાની લલિતાનું સંવનન કરે ? હા. જે સમાજમાં પુરુષો સંસારસુધારાના વિચારથી કે લગ્નના બજારમાં વધારે પૈસા ઊપજશે એવા વિચારથી મોટી ઉંમરના થાય, પણ જ્યાં કન્યાઓની લગ્નની ઉંમર જૂના સનાતન ધર્મના વિચારથી ઊંચી આણી શકાતી ન હોય, ત્યાં એવું જ થાય. અત્યારે પણ ગુજરાત દક્ષિણ વગેરે પ્રાંતોમાં જ્યાં સુધારો અર્ધે અટક્યો છે ત્યાં એમ જ થાય છે. અને ભુવનેશ્વરી જેવીને છેવટે એક કન્યા સાથેનું લગ્ન બંધ રાખવામાં કશો જ સંકોચ નથી જણાતો ? માત્ર કન્યા બદલાઈ ગઈ છે એટલું સહેલાઈથી કહી દે છે ! હા, જ્યાં વર માટે પૈસા હક્ક કરીને માગવાનો રિવાજ હોય ત્યાં વર પક્ષવાળાંને કન્યા પક્ષ તરફ એટલી ઘૃણા હોય જ છે. નહિતો પણ આપણા વ્યવહારમાં કન્યાપક્ષ એટલો રાંકડો જ હોય છે

પણ સૌથી મોટો પ્રશ્નઃ લલિતા જેવી મનસ્વિની માટે કાયર શેખર કરતાં ઉદાત્તચરિત ગિરીન વધારે લાયક નહિ ? ગિરીન લલિતાને નથી પરણી શકતો તે કાવ્યજગતમાં

એક અન્યાય નથી ? ગિરીન લલિતા તરફ પ્રેમ છતાં આન્નાકાલીને પરણે છે તે ઉચિત છે ? આ બધા પ્રશ્નો ખરા છે. અને છતાં દુનિયામાં નિયતિ કામ કરતી જણાય છે તેજ નિયતિ કાવ્યજગતમાં પણ હોય છે. લલિતા મનસ્વિની છે માટે જ જેની સાથે એકવાર પરણ્યાનો સંકલ્પ કરી ચૂકી તે સિવાય બીજાને કદી પરણે નહિ – કુંવારી રહે એ હક્ક. અને ગિરીન લલિતાને પરણી ન શક્યો. પણ જગતમાં શું પરણવું એ જ એક માત્ર સારા કામનો બદલો છે? જે ઉદાત્તતા ગિરીને બતાવી તે જ શું એક મોટો લાભ નથી ? અને તે આત્મસિદ્ધિ ગિરીને આત્મમંથનથી મેળવી છે, વાર્તાની શરૂઆતમાં તેનામાં તે દેખાતી નથી. અને આન્નાકાલીને તે પરણ્યો તે સરસ્વતીચંદ્ર કુમુદ સાથે પ્રેમ હોવા છતાં કુસુમને પરણ્યો તેના જેવું નથી. અહીં લલિતાને ગિરીન માટે આદર છે પણ પ્રેમ નથી.

અને આટલો જવાબ આપ્યા છતાં કંઈક ખુલાસા વિનાનું રહી જાય છે. પણ એમાં તો શરદબાબુની સાચી કલા છે. કવિનિર્મિત જગત પણ આ ખરા જગત જેવું છે. તે આખું ન સમજાય પણ તે જે છે તે સાચું છે એવી પ્રતીતિ થાય છે – આ તો આમ જ બની શકે બીજું ન બની શકે, એવી ખાત્રી થાય છે તેમાંજ કવિની નિર્માણશક્તિ રહેલી છે.

શરદબાબુનો સૂક્ષ્મ હાસ્યરસ, એક બાજુ નવીનરાયની સામે કટાક્ષથી જોતો, અને બીજી બાજુ ગુરુચરણની સામે સમભાવથી જોતો અને કરુણની સાથે સાથે વહેતો, નજર બહાર રહે તેવો નથી. અને શ્રીનગીનદાસે આ આખો અનુવાદ તે તે રસો અને ભાવોને ઝીલે તેવો કર્યો છે તે પણ વાંચનારના લક્ષ બહાર રહેશે નહિ એમ હું માનું છું.

તા. ૧–૮–૩૧ **રામનારાયણ વિશ્વનાથ પાઠક**

# શુદ્ધિ

| પાનું | લીટી | ખોટું | ખરું |
|---|---|---|---|
| ૧ | ૮ | જેમ | જેવું |
| ૩ | ૧૫ | મરી | શમી |
| ૩ છેલ્લેથી | ૫ | ગ ભીર | ગભીર |
| ૫ ,, | ૯ | આ હાથવેંતમાં જ | પણ આ જ |
| ૧૩ | ૭ | હલાવવા | આઘું પાછું કરવા |
| ૧૫ છેલ્લેથી | ૧૦-૧૧ | ની આશાનો લોપ થઇ ગયો | નો ઉમળકો મરી ગયો |
| ૧૮ ,, | ૪ | પ્રથમ | પછી તેની |
| ૨૫ | ૩ | કરવાનું તેનુ મન ચાલ્યું નહીં. | કરવાનો તેનાં જીવ ચાલ્યો નહી. |
| ૨૫ છેલ્લેથી | ૨ | ચાલતો ન હતો. | ચાલતો હતો. |
| ૨૯ | ૭ | તેનો વિચાર કરવામાં જ | તેની ચિંતામા ને ચિંતામા જ |
| ૩૧ | ૧૨ | ઉતાવળાં | ઉતાવળી ઉતાવળી |
| ૩૧ છેલ્લેથી | ૬ | દુઃખમા સુખમા | આપદ વિપદમા |
| ૪૪ ,, | ૬ | ઘુસપુસ | ગુસપુસ |
| ૪૬ | ૧૨ | શિરનામું | સરનામું |
| ૫૯ | ૧૧ | ઓષ્ટ | ઓઠ |
| ૫૯ છેલ્લેથી | ૩ | ખુશી | ખુશ |
| ૬૪ છેલ્લેથી | ૪ | ત્યારે પણ | પણ |
| ૮૩ | ૪ | થઇ જશે. | થઈ જશે એટલે તેઓ આવાંને લગ્ન પતાવી જશે. |
| ૮૩ | ૯-૧૦ | ન હતી | નહીં હોય |

# પ્રકરણ ૧ લું

છાતી ઉપર સાંગ આવી પડી તે વખતે લક્ષ્મણના મુખનો ભાવ સાચે જ ખરાબ થઈ ગયો હતો: પરંતુ જ્યારે સવારના પહોરમાં જ અંતઃપુરમાંથી સમાચાર આવ્યા કે ગૃહિણીએ હમણાં જ નિર્વિઘ્ને પાંચમી કન્યાને જન્મ આપ્યો છે ત્યારે ગુરુચરણનો ચહેરો તેના કરતાં પણ વધુ ખરાબ દેખાયો હશે.

ગુરુચરણ બેંકમાં કારકૂન હતા. સાઠ રૂપિયા પગાર મળતો હતો. આથી તેમનું શરીર જેમ ભાડાની ગાડીના ઘોડાના જેવું સુકાયલું હતું તેવું જ તેમનું મુખ પણ તેના જ જેવા નિષ્કામ અને નિર્વિકાર–નિર્લિપ્ત ભાવભર્યું હતું. તોપણ આ ભયંકર શુભ સમાચારથી તેમના હાથમાંનો હુક્કો હાથમાં જ રહ્યો અને તેઓ બાપદાદાથી ઊતરી આવેલા જીર્ણ તકિયાને અઢેલીને બેઠા. એકાદ દીર્ઘ નિશ્વાસ નાખવા જેટલી પણ તેમનામાં શક્તિ રહી ન હતી.

આ શુભ સમાચાર લાવનાર તેમની ત્રીજી કન્યા દશ

વર્ષની આશાકાલી હતી. તે બોલીઃ–" બાપુ ચાલોને, જુઓ તો ખરા."

ગુરુચરણ છોકરીના મોં તરફ જોઈને બોલ્યાઃ–"મા, એક પ્યાલામાં પાણી લાવ તો; પીવું છે."

છોકરી પાણી લાવવા ગઈ. તેના ગયા પછી, સૌથી પહેલાં ગુરુચરણને સૂતિકાગૃહના વિવિધ ખરચની વાત યાદ આવી. ત્યાર પછી ભીડના દિવસોમાં ગાડી આવતાં જ ખુલ્લું બારણું જોઈને ત્રીજા વર્ગના ઉતારુઓ ગાંસડાંપોટલાં લઈને ગાંડાની માફક જેમ લોકોને છૂંદતા કચડતા ધસી આવે છે તેમ તેમના મગજમાં અનેક દુશ્ચિન્તાઓ ધસારાભેર ભરાવા લાગી. ગયે વર્ષે તેમની બીજી કન્યાનાં લગ્નને માટે તેમનું બાઉબઝારમાં આવેલું બે માળનું ઘર ગીરો મુકાઈ ગયું હતું અને વળી તેનું છ મહિનાનું વ્યાજ તો બાકી જ હતું–એ વાત તેમને યાદ આવી. દુર્ગાપૂજાને હવે માત્ર મહિના એકની જ વાર હતી–વચલી છોકરીને ત્યાં મીઠાઈ વગેરે ભેટ મોકલવી જોઈશે. ઑફિસમાં કાલ રાત સુધી તો જમાઉધારના આંકડા મળ્યા નહોતા : આજે બાર વાગ્યે તો હિસાબ વિલાયત મોકલવા જ જોઈશે. કાલે જ બડા સાહેબે હુકમ કાઢ્યો હતો કે મેલાં કપડાં પહેરીને કોઈએ પણ ઑફિસમાં આવવું નહીં, તેમ કરનારને દંડ થશે. પરંતુ ગયા અઠવાડિયાથી ધોબીનો પત્તો જ લાગતો નથી. જગતનાં અરધાંએક કપડાં લઈને તે છ પાંચ ગણી ગયો હોય એમ લાગ્યું. ગુરુચરણને માટે હવે અઢેલીને બેસવું પણ ભારે થઈ પડયું. હુક્કાને ઊંચો પકડીને તેઓ આડા પડયા. મનમાં ને મનમાં કહેવા લાગ્યાઃ–"ભગ-

વાન, આ કલકત્તા શહેરમાં રોજ કેટલાંય માણસો ગાડીઘોડા નીચે છૂંદાઈને કમોતે મરે છે: તેઓ શું મારા કરતાં પણ તારી આગળ વધુ અપરાધી છે? દયામય! તારી દયાથી એકાદ ભારે મોટરગાડી પણ જો છાતી પરથી ફરી જાય તો સારું!"

આન્નાકાલી પાણી લાવીને બોલી:–"બાપુ, ઊઠો; પાણી લાવી."

ગુરુચરણે ઊઠીને એકશ્વાસે બધું પાણી પી જઈને કહ્યું:– "હાશ! જા, મા, પ્યાલો લઈ જા."

તે જતાં જ ગુરુચરણ પાછા સૂઈ ગયા.

લલિતા ઓરડામાં આવીને બોલી:–" મામા, ચા લાવી છું; ઊઠો."

ચાનું નામ સાંભળી ગુરુચરણ ફરી એક વાર ઊઠી બેઠા થયા. લલિતાના મોં તરફ જોતાં જ તેમનો અર્ધો પરિતાપ જાણે મરી ગયો. તેમણે કહ્યું:–" આખી રાત જાગતી રહી છે, મા, આવ, મારી પાસે આવીને બેસ."

લલિતા સલજ્જ હાસ્યે પાસે આવીને બોલી:–" હું રાત્રે બહુ વાર જાગી નહોતી, મામા."

આ જીર્ણશીર્ણ, મહાભારમાં દબાઈ ગયેલા, અકાલવૃદ્ધ મામાના હૃદયની ગુપ્ત ગંભીર વ્યથા આ સંસારમાં તેના કરતાં સારી રીતે સમજે એવું કોઈ નહોતું.

ગુરુચરણે કહ્યું:–" આવ, મારી પાસે આવ."

લલિતા પાસે આવીને બેસતાં જ તેને માથે હાથ મૂકીને ગુરુચરણ એકદમ બોલી ઊઠયા:–" આ મારી માને જો રાજાને

ઘેર વળાવું તો જ જાણું કે કાંઈ પુરુષાર્થ કર્યો છે. ”

લલિતા નીચું જોઈને ચા રેડવા લાગી. તે બોલવા લાગ્યાઃ–
“ મા, તારા દુઃખી મામાને ઘેર આવીને રાતદિવસ વૈતરું જ કર્યા કરવું પડે છે કેમ ? ”

લલિતા માથું ધુણાવી બોલીઃ–“ રાતદિવસ વળી વૈતરું શાનું કરવાનું ? બધાં કામ કરે છે તેમ હું પણ કરું છું. ”

આ વખતે ગુરુચરણ હસ્યાં. ચા પીતાં પીતાં તેમણે કહ્યુંઃ—
“ વારુ, લલિતા, આજે ત્યારે રસોઈપાણીનું શું થશે ? ”

લલિતાએ સામું જોઈને કહ્યુંઃ—“ કેમ, મામા, હું રાંધીશ ને ? ”

ગુરુચરણ વિસ્મય પામીને બોલ્યાઃ–‘શું તું રાંધશે મા ? રાંધતાં શું તને આવડે છે ? ”

“ આવડે છે, મામા, મેં મામી પાસેથી બધું શીખી લીધું છે. ”

ગુરુચરણ ચાની વાડકી નીચે મૂકીને બોલ્યાઃ—“સાચે ? ”

“ સાચે ! મામી બતાવે અને હું રાંધું; એમ તો મેં કેટલાય દિવસ રાંધ્યું છે. ” એમ કહીને તરત જ તેણે નીચું જોયું. તેના નીચા નમેલા માથા પર હાથ મૂકીને ગુરુચરણે નિઃશબ્દે આશીર્વાદ દીધો. તેમની એક મોટી ચિન્તા દૂર થઈ.

આ ઘર ગલીને નાકે જ આવેલું હતું. ચા પીતાં પીતાં બારી બહાર નજર પડતાં ગુરુચરણ જોરથી બૂમ પાડી ઊઠયાઃ–
“ શેખર કે ? સાંભળ, સાંભળ. ”

એક ઊંચો સરખો બળવાન સુંદર યુવાન ઘરમાં આવ્યો.

ગુરુચરણે કહ્યું:–"બેસ. આજ સવારે તારી કાકીની વાત તો સાંભળી હશે?"

શેખર મૃદુ હાસ્ય કરીને બોલ્યો:–" એમાં વળી 'વાત' શી? છોકરી આવી છે એ જ ને?"

ગુરુચરણે એક નિશ્વાસ નાખીને કહ્યું:—" તારે તો 'એ જ ને' બોલવું સહેલું છે: પરંતુ 'એ જ' એટલે શું તે તો હું જ માત્ર જાણું."

શેખરે કહ્યું:–"એવું મા બોલશો, કાકા! કાકી સાંભળશે તો બહુ દુઃખ પામશે. વળી ભગવાને જેને મોકલ્યું તેને જ આદર અને આનંદથી વધાવી લેવું ઉચિત છે."

ગુરુચરણ થોડીવાર ચૂપ રહીને બોલ્યા:–" આનંદ માણવો જોઈએ એ તો હું પણ જાણું છું! પરંતુ ભગવાને પણ કાંઈ ઠીક વિચાર કર્યો હોય એમ લાગતું નથી. હું ગરીબ છુંઃ મારે ઘેર આટઆટલી શાને? આ ઘર સુદ્ધાં તારા પિતાને ત્યાં મુકાઈ ગયું છે. પણ ભલે: તેનું પણ દુઃખ ગણુતો નથી, શેખર, આ હાથવેંતમાં જ જોને ભાઈ, આ મારી લલિતા–મા બાપ વિનાની સોનાની પૂતળી જેવી–એને તો રાજાના મહેલમાં આપીએ તો જ શોભે. એને ગમે તેના હાથમાં આપવાનો જીવ જ કેમ ચાલે કહે વારુ? રાજાના તાજમાં જે કોહિનૂર ઝળકી રહ્યો છે તેવા કોહિનૂરનો ઢગ કરીને મારી આ માની ભારોભાર તોળે તોપણ તેનું મૂલ થાય એમ નથી. પરંતુ એ કોણ સમજશે? પૈસાના અભાવે આવા રત્નને પણ મારે ગમે તેને આપી દેવું પડશે! કહે જોઉં ભાઈ! તે વખતે હૃદયમાં કેવો ઘા લાગશે? તેર વરસની ઉમ્મર થઈ, પરંતુ મારા હાથમાં

તો તેર પૈસા પણ નથી કે એનો સંબંધ પણ નક્કી કરું. ”

ગુરુચરણની બન્ને આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. શેખર ચૂપ જ બેસી રહ્યો. ગુરુચરણ ફરીથી બોલવા લાગ્યાઃ— “શેખરનાથ, તારા મિત્રોમાં આ છોકરીનો રસ્તો કાઢી શકે તો જોજે બાપુ ! મારા સાંભળવામાં આવ્યું છે કે આજકાલ ઘણા છોકરાઓ નાણાં તરફ જોતા નથી, માત્ર કન્યા જોઈને જ પસંદ કરે છે. દૈવયોગે તેવો જો એકાદ છોકરો મળી જાય, શેખર! તો હું કહું છું કે મારા આશીર્વાદે તું રાજા થશે. વધુ શું કહું ભાઈ! આ મહોલ્લામાં હું તમારા જ આશ્રયે રહેલો છું : તારા બાપુ મને નાના ભાઈ સમાન ગણે છે. ”

શેખર માથું નમાવી બોલ્યોઃ—“ વારુ, જોઈશ. ”

ગુરુચરણે કહ્યુંઃ—“ભૂલતો ના, ભાઈ, જોજે અને લલિતા તો આઠ વરસથી તારી પાસે જ ભણીને મોટી થઈ છે. તું તો જાણે જ છે કે તે કેવી બુદ્ધિશાળી, અને કેવી શિષ્ટ તથા શાન્ત છે. આવડી અમથી છોકરી આજથી આ અમારું રાંધવા કરવાનું કરશે, મેલશે મૂકશે; બધું જ હવે એને માથે ! ”

આ વખતે લલિતાએ એક વાર આંખ ઊંચકી ને તરત જ નમાવી લીધી. તેના ઓષ્ઠાધરના બન્ને છેડા માત્ર જરા પ્રસારિત થયા. ગુરુચરણ એક નિશ્વાસ નાખીને બોલ્યાઃ–“એના બાપે પણ શું ઓછી કમાણી કરી હતી? પરંતુ બધી જ એવી રીતે દાન કરી ગયો કે આ એક છોકરીને માટે પણ કશું રાખી ગયો નહીં. ”

શેખર ચૂપ રહ્યો. ગુરુચરણ પોતે જ ફરી બોલી ઊઠ્યાઃ– ‘વળી, ‘રાખી ન ગયો’ એમ પણ કેમ કહું ? તેણે જેટલા

લોકોનાં જેટલાં દુઃખો દૂર કર્યાં તેનું બધું જ પુણ્ય મારી આ માને આપી ગયો છે. નહીં તો આવડી અમથી છોકરી શું અન્નપૂર્ણા થઈ શકે ? તું જ કહેને શેખર, ખરું કે નહીં ?"

શેખર હસવા લાગ્યો; તેણે જવાબ ન આપ્યો.

તેણે ઊઠવાની તૈયારી કરતાં જ ગુરુચરણે પૂછ્યું:–"આમ સવારમાં જ ક્યાં જાય છે ?"

શેખરે કહ્યું:–' બેરિસ્ટરને ઘેર. એક કેસ છે." આમ કહીને ઊઠીને ઊભો થતાં ગુરુચરણે ફરીથી એક વાર યાદ આપીને કહ્યું:– "વાત જરા ધ્યાનમાં રાખજે, ભાઈ એ જરા શામળી છે, પરંતુ એના જેવાં આંખ, મોં, એના જેવું હાસ્ય, આટલી દયા–માયા જગતમાં ક્યાંય શોધ્યાં મળશે નહીં."

શેખર માથું હલાવી હસતો હસતો ચાલ્યો ગયો. એ છોકરાની ઉમ્મર પચીસ છવ્વીસ હશે. એમ. એ. પાસ થઈ ને આટલા દિવસ સુધી એપ્રેન્ટીસશીપ કરતો હતો; ગયા વરસથી જ ઍટર્ની થયો છે. તેના પિતા નવીનરાય ગોળના કારખાનામાં લક્ષાધિપતિ થઇ જવાથી કેટલાંક વરસથી ધંધો છોડી દઈને ઘેર બેઠાં વ્યાજવટું કરતા હતા. મોટો દીકરો અવિનાશ વકીલ છે. નાનો દીકરો આ શેખરનાથ. તેમનું આલિશાન ત્રણ માળનું મકાન મહોલ્લાને જાણે માથે ચડચું હતું, અને તેના જ એક ખુલ્લા છજા સાથે ગુરુચરણનું છજું મળી જવાથી બન્ને કુટુંબ વચ્ચે બહુ જ આત્મીયતા જામી હતી. ઘરનો સ્ત્રીવર્ગ આ રસ્તે જ આવજા કરતો.

## પ્રકરણ ૨ જું

શ્યામબજારના એક મોટા માણુસને ત્યાં ઘણા દિવસથી જ શેખરના વિવાહની વાત ચાલતી હતી. એક દિવસે તેઓ જોવા આવ્યા હતા અને આવતા માઘ માસમાં કોઈ એક સારો દિવસ નક્કી કરવાની ઇચ્છા જણાવી હતી. પરંતુ શેખરની માએ માન્યું નહીં. દાસી જોડે બહાર કહાવી મોકલ્યું કે છોકરો જાતે જોઈ આવીને પસંદ કરશે ત્યાર પછી વિવાહ કરીશું.

નવીનરાયની નજર માત્ર પૈસા તરફ જ હતી; તેઓ ગૃહિણીની આ આડખીલી નાખનાર વાત સાંભળી નાખુશ થઈને બોલ્યા:—"આ તે વળી કેવી વાત ? છોકરીને તો જોયેલી જ છે. વાત નક્કી થઈ જવા દો, ત્યાર પછી સંબંધ બાંધતી વખતે સારી રીતે જોઈ લેવાશે."

તોપણુ ગૃહિણી સંમત ન થયાં, અને વાત નક્કી કરવા ન દીધી. નવીનરાય તે દિવસે રીસમાં ને રીસમાં મોડા જમ્યા અને વામકુક્ષી પણુ બહાર જ કરી.

શેખરનાથ જરા શોખીન માણુસ છે. તે ત્રીજે માળે જે

ઓરડામાં રહે છે તે અતિશય શણગારેલો છે. પાંચ છ દિવસ પછી એક દિવસ પાછલે પહોરે તે તે જ ઓરડામાં મોટા આયના સામે ઊભો ઊભો કન્યાને જોવા જવા માટે તૈયાર થતો હતો તેવામાં લલિતા આવી. થોડી વાર ગુપચુપ જોઈ રહીને તેણે પૂછ્યું:—"વહુને જોવા જાઓ છો, કેમ?"

શેખરે પાછું ફરીને જોઈને કહ્યું:—"આ આવી! જરા સરસ રીતે મને શણગાર તો, કે વહુને પસંદ પડું."

લલિતા હસીને બોલી:—"હમણાં મને ફુરસદ નથી, શેખરદા* હું રૂપિયા લેવા આવી છું." એમ કહીને ઓશિકા તળેથી ચાવી લઈને એક કબાટ ખોલી, ગણી ગણીને કેટલાક રૂપિયા છેડે બાંધી, જાણે પોતાના મનમાં જ બોલી:—"રૂપિયા તો જરૂર પડતાંની સાથે જ લઈ જાઉં છું; પરંતુ એ પાછા કેમ કરીને વળાશે?"

શેખર એક બાજુના વાળને બ્રશ વતી જતનપૂર્વક ઉપર લઈને ફરીને બોલ્યો:—"પાછા વળાશે કે વળે છે?"

લલિતા સમજી શકી નહીં, જોઈ રહી.

શેખરે કહ્યું:—"કેમ, જોઈ રહી? સમજી નહીં?"

લલિતાએ માથું ધુણાવી કહ્યું:—"ના."

"હજી જરા મોટી થા એટલે સમજી શકશે." કહીને શેખર પગમાં બૂટ પહેરી બહાર ચાલ્યો ગયો.

રાત્રે શેખર એક કોચ ઉપર ગુપચુપ સૂતો હતો એવામાં

* 'ભાઈ'ના પર્યાય 'દાદા'નું ટૂંકું રૂપ આમ વપરાય છે.

મા આવ્યાં. તે એકદમ ઊઠીને બેઠો થયો. મા એક ખુરશી પર બેસી ગયાં અને બોલ્યાં:—" છોકરી જોઈ આવ્યો ? કેવી લાગી ? "

શેખર માના મોં તરફ જોઈ, હસીને બોલ્યો:—"ઠીકઠીક."

શેખરની માનું નામ ભુવનેશ્વરી. ઉમ્મર આશરે પચાસની લગભગ પહોંચી હશે, પરંતુ તેમનો બાંધો એવો સુંદર હતો કે તેમને જોતાં પાંત્રીસ છત્રીસથી વધારે લાગતી નહીં. વળી આ સુંદર આવરણની અંદર જે માતૃહૃદય હતું તે એથી પણ વધુ નવીન અને કોમળ હતું. તેઓ ગામડાનાં હતાં; ગામડામાં જન્મીને ત્યાં જ ઊછરેલાં હતાં, તોપણ શહેરમાં તેમને એક દિવસ પણ અજાણ્યું લાગ્યું ન હતું. શહેરનાં ચાંચલ્ય, સજીવતા અને આચારવ્યવહાર સુદ્ધાં તેઓ જેવી રીતે સહેલાઈથી ગ્રહણ કરી શક્યાં હતાં તેવી જ રીતે તેઓ જન્મભૂમિનાં પરમ શાંતિ અને માધુર્ય પણ સાચવી શક્યાં હતાં. આ મા શેખરના કેવા મોટા ગર્વની વસ્તુ હતાં તે વાત મા પોતે પણ જાણતાં નહોતાં. પ્રભુએ શેખરને અનેક વાનાં આપ્યાં હતાં—અનન્ય સાધારણ આરોગ્ય, રૂપ, ઐશ્વર્ય, બુદ્ધિ વગેરે; પરંતુ આ જનનીના સંતાન થવાના ભાગ્યને જ તે તનમનથી ભગવાનનું મોટામાં મોટું દાન માનતો.

માએ કહ્યું:— " 'ઠીકઠીક' કહીને જ કાં ચૂપ થઈ ગયો ? "

શેખર ફરીથી હસીને નીચું જોઈને બોલ્યો:—"જે પૂછ્યું તે તો કહ્યું. "

મા પણ હસ્યાં. તેમણે કહ્યું:—"ક્યારે કહ્યું ? રંગ કેવો છે ? ગોરો ? કોના જેવો ? આપણી લલિતાના જેવો ? "

શેખરે ઊંચું જોઈને કહ્યું:—" લલિતા તો મા, કાળી છે : તેના કરતાં ગોરો."

" આંખ મોં કેવાં છે?"

" તે પણ ખરાબ નથી."

" ત્યારે તારા બાપુને કહું?" આ વખતે શેખર મૂંગો જ રહ્યો.

મા થોડીવાર પુત્રના મુખ તરફ જોઈ રહ્યાં. પછી એકદમ પૂછ્યું:—"હાં; છોકરી ભણેલી કેટલું છે?"

શેખરે કહ્યું:—" તે તો મેં પૂછ્યું નહોતું, મા."

બહુ જ આશ્ચર્ય પામીને માએ કહ્યું:–" કેમ નહોતું પૂછ્યું? જે આજકાલ તમારે સૌથી વધુ જરૂરી વસ્તુ–તે જ જાણ્યા વિના આવ્યો?"

શેખરે હસીને કહ્યું:–"ના, મા, એ વાત જ મારા ધ્યાનમાં નહોતી."

છોકરાનું બોલવું સાંભળીને આ વખતે તેઓ ખરેખર અતિશય નવાઈ પામ્યાં. કેટલીક વાર તેના મોં તરફ જોઈ રહી, હસી પડીને બોલ્યાં:—" ત્યારે તો તું ત્યાં વિવાહ કરવાનો ન હોય એમ લાગે છે."

શેખર કંઈક કહેવા જતો હતો, પરંતુ એટલામાં જ લલિતાને આવતી જોઈને ચૂપ થઈ ગયો. લલિતા ધીરેધીરે ભુવનેશ્વરીની પાછળ આવીને ઊભી. તેમણે ડાબે હાથે તેને સામે ખેંચી આણી અને કહ્યું:–"શું છે, મા?"

લલિતા ધીમે ધીમે બોલી:—"કંઈ નહીં, મા."

લલિતા પહેલાં એમને માશી કહેતી, પરંતુ તેમણે મના

કરીને કહ્યું હતું કે હું તો માશી થતી નથી, લલિતા, હું તો મા થાઉં, ત્યારથી તે 'મા' કહીને બોલાવતી. ભુવનેશ્વરીએ તેને છાતી સરસી લઈ ને વહાલથી કહ્યુંઃ–"કંઈ નહીં ? ત્યારે તો મને અમથી મળવા જ આવી હશે, કેમ ?"

લલિતા ચૂપજ રહી.

શેખરે કહ્યું:—"મળવા આવી છે તે રાંધશે ક્યારે ?"

માએ કહ્યું:—"રાંધવાનું કેવું ?"

શેખરે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"ત્યારે એમનું રાંધશે કોણ, મા ? એના મામા તો તે દિવસ કહેતા હતા કે લલિતા જ રસોઈ પાણીનું બધું કામ કરે છે."

મા હસી પડ્યાં અને બોલ્યાં:—"એના મામાને શું ? ગમે તે બોલ્યા એટલે થયું ! એના તો વિવાહ પણ નથી થયા. એના હાથનું ખાય કોણ ? આપણા રસોઈઆને મોકલી આપ્યો છે તે રાંધશે. મોટી વહુ આપણી રસોઈ કરે છે; હું બપોરે તેમને ઘેર જ આજકાલ ખાઉં છું."

શેખર સમજી ગયો કે માએ આ ગરીબ દુઃખી પરિવારનો ભાર પોતાને શીરે લઈ લીધો છે. તે એક તૃપ્તિનો શ્વાસ નાખીને શાન્ત થયો.

મહિનો એક વીત્યા બાદ એક દિવસ સાંજ પછી શેખર પોતાના ઓરડામાં કૉચ પર લાંબો થઈને એક અંગ્રેજી નવલકથા વાંચતો હતો. મન બરાબર ચોંટી ગયું હતું એટલામાં લલિતા આવી. ઓશિકા તળેથી ચાવી લઈને ખડખડાટ મચાવતી કબાટ ખોલવા લાગી. ચોપડીમાંથી માથું બહાર કાઢ્યા વિના જ બોલ્યો:—"શું છે ?"

લલિતાએ કહ્યું:—"રૂપિયા લઉં છું."

શેખર 'હું' કરીને વાંચવા લાગ્યો. લલિતા છેડે રૂપિયા બાંધીને ઊભી થઈ. આજે તે બનીઠનીને આવી હતી, એટલે તેની એવી ઇચ્છા હતી કે શેખર તેના તરફ ધારીને જુએ. તે બોલી:- "દશ રૂપિયા લીધા છે શેખરદા."

શેખરે 'વારુ' કહ્યું ખરું, પણ તેના તરફ જોયું નહીં. નિરુપાય થઈને તે કાંઈ હલાવવા લાગી, નકામો વિલમ્બ કરવા લાગી; પરંતુ જ્યારે કેમે કર્યું ધાર્યું ફળ આવ્યું નહીં ત્યારે તે ધીમે ધીમે બહાર ચાલી ગઈ. પરંતુ બહાર ગયે જ પતે એમ નહોતું. ફરીથી આવીને ઉંબરામાં ઊભું રહેવું પડ્યું. આજ તેઓ નાટક જોવા જવાનાં હતાં.

શેખરના હુકમ વિના તે કોઈ પણ જગ્યાએ જઈ શકે નહીં તે તે જાણતી. કોઈએ તેને આ વાત કરી નહોતી, અથવા 'શા માટે' 'કેમ' વગેરે વિચારો પણ તેના મનમાં ઊઠ્યા નહોતા. પરંતુ જીવમાત્રની જ સ્વાભાવિક, સહજ બુદ્ધિએ જ તેને આ શીખવ્યું હતું. બીજાં પોતાની મરજી મુજબ વર્તી શકે, મરજી ફાવે ત્યાં જઈ શકે, પરંતુ તેનાથી તેમ ન થાય. તે સ્વતંત્ર પણ નહોતી તેમ મામા-મામીની રજા તેને માટે પૂરતી ન હતી. તે બારણાને ઓથે ઊભી રહી ધીમે ધીમે બોલી:-"અમે નાટક જોવા જઇએ છીએ."

તેનો મૃદુ કંઠ શેખરને કાને પહોંચ્યો નહીં—તેણે જવાબ ન આપ્યો.

લલિતા ત્યારે જરા અવાજ મોટો કરીને બોલી:—"બધાં મારે માટે ખોટી થઈ રહ્યાં છે."

આ વખતે શેખરે સાંભળ્યું. ચોપડી એક તરફ મૂકીને તેણે પૂછ્યું:—"શું થયું છે?"

લલિતા જરા ઠસ્સાથી બોલી:—"અત્યારે જ છેક સંભળાયું હશે? અમે નાટક જોવા જઈએ છીએ."

શેખરે કહ્યું:–"અમે કોણ?"

"હું, આન્નાકાલી, ચારુબાળાનો ભાઇ, ચારુબાળા, તેના મામા—"

"મામા કોણ ? ;"

"તેમનું નામ ગિરીનબાબુ, પાંચ છ દિવસ થયાં મુંગેરથી આવ્યા છે. અહીં બી. એ. નો અભ્યાસ કરવાના છે–સારા માણસ છે—"

"વાહ! નામ, ઠામ, ધંધો—જબરી ઓળખાણ થઈ ગઈ લાગે છે! તેમાં જ ચાર પાંચ દિવસથી તમારાં દર્શન થતાં નથી— પાનાં રમવાનું ચાલતું હશે!"

એકાએક શેખરના બોલાવાની રીત જોઈને લલિતા ભય પામી ગઈ. તેના તો મનમાં પણ નહોતું કે આવો પ્રશ્ન ઉદ્ભવી શકે. તે મૂંગી જ રહી.

શેખરે કહ્યું:—"હમણાં કેટલાક દિવસ ખૂબ પાનાં રમાતાં હતાં કેમ?"

લલિતા ઘૂંટડો ગળી જઈને મૃદુ સ્વરે બોલી:—"ચારુએ કહેલું તેથી."

"ચારુએ કહેલું? શું કહેલું?" કહીને શેખરે ઊંચું જોઇ કહ્યું:–"એકદમ કપડાં પહેરીને તૈયાર થઈને આવ્યાં છો, ઠીક, જાઓ."

લલિતા ગઈ નહીં. ત્યાં જ ગુપચુપ ઊભી રહી.

પાસેના ઘરની ચારુબાળા તેના જેટલી જ ઉમ્મરની અને તેની સખી હતી. તેના ઘરનાં બ્રાહ્મ મતનાં હતાં. શેખર આ ગિરીન સિવાય તેઓનાં ઘરનાં સહુને ઓળખતો. ગિરીન પાંચ સાત વર્ષ પહેલાં થોડા દિવસને માટે એક વાર આ તરફ આવ્યો હતો. આજ સુધી બાંકીપુર ભણતો હતો. કલકત્તા આવવાનું પ્રયોજન પણ નહોતું, એટલે આવ્યો પણ નહોતો. તેથી જ શેખર તેને ઓળખતો નહીં.

લલિતા હજી ઊભી જ છે એ જોઈને તે બોલ્યોઃ—"અમથી ઊભી શા માટે રહી, જા." આમ કહીને મોં આગળ ચોપડી ધરી દીધી.

પાંચેક મિનિટ ચૂપ રહ્યા પછી લલિતાએ ફરીથી ધીમે રહીને પૂછ્યુંઃ—" જાઉં ?"

"જવાનું જ તો કહ્યું, લલિતા."

શેખરનો ભાવ જોઈને લલિતાની નાટક જોવાની આશાનો લોપ થઈ ગયો. પણ તે ન જાય તોય ચાલે એમ નહોતું.

એવું નક્કી થયું હતું કે અરધો ખરચ તે આપે અને અરધો ખરચ ચારુના મામા આપે.

ચારુને ત્યાં સહુ તેને માટે અધીરાં થઈને વાટ જોઈ રહ્યાં હતાં અને જેમ જેમ વિલમ્બ થતો હતો તેમ તેમની અધીરાઈ પણ વધે એમ તેને સ્પષ્ટ જણાવા લાગ્યું, છતાં ઉપાય શોધ્યો જડતો નહોતો. રજા વિના જવા જેટલી તેનામાં હિમ્મત નહોતી. વળી બે ત્રણ મિનિટ સુધી ચૂપ રહીને તે બોલીઃ—
" માત્ર આજનો જ દિવસ—જાઉં ?"

શેખર ચોપડી એક બાજુ ફેંકી દઈને ધમકાવવા લાગ્યો:– "માથું ના પકવ લલિતા! જવાની મરજી હોય તો જા. સારું નરસું સમજવા જેટલી તારી ઉમ્મર થઈ છે."

લલિતા ચમકી ઊઠી. શેખરને મોઢે ઠપકો સાંભળવાનો તો તેને અભ્યાસ પડી ગયેલો હતો, તોપણ એ ત્રણ વર્ષમાં આવું તેણે સાંભળ્યું નહોતું. આ તરફ સૌ રાહ જોઈ રહ્યાં છે, પોતે પણ કપડાં પહેરીને તૈયાર થઈ છે! એટલામાં રૂપિયા લેવા આવતાં આ વિપત્તિ આવી પડી. હવે તેઓની આગળ પણ તે શો જવાબ આપે?

કોઈ પણ જગ્યાએ જવાઆવવા સંબંધી આજ સુધીમાં તેને શેખર તરફથી અબાધિત સ્વતંત્રતા મળેલી હતી. તેને જોરે જ એકદમ કપડાં પહેરીને બનીઠનીને તે આવી હતી. આ પ્રસંગે તેની આ સ્વતંત્રતાનું ગૌરવ જ નષ્ટ થયું હતું એમ નહોતું, તે જે માટે નષ્ટ થયું તે વાત કેટલી લજ્જાસ્પદ હતી તે આજે તેની તેર વરસની ઉમ્મરમાં પ્રથમ વાર અનુભવતાં તેનું મર્મસ્થાન વીંધાવા લાગ્યું. અભિમાનથી બંને આંખો અશ્રુપૂર્ણ કરીને તે બીજી પાંચેક મિનિટ નિઃશબ્દ ઊભી રહી અને આંખ લૂછતી લૂછતી ચાલી ગઈ. પોતાના ઓરડામાં જઈને દાસી પાસે આન્નાકાલીને બોલાવી મંગાવી તેના હાથમાં દશ રૂપિયા આપી કહ્યું:—" તમે આજ જાવ, કાલી, મને શરીરે ઠીક નથી. સખીને કહેજે કે હું આવી શકીશ નહીં."

કાલીએ પૂછ્યું:—" શું થયું છે, મોટી બ્હેન?"

" માથું ચડયું છે, શરીર તપે છે—બહુ વેદના થાય છે." કહીને તે બિછાનામાં પાસું ફેરવીને સૂતી. ત્યાર પછી ચારુએ

આવીને ખેંચતાણ કરી, સમજાવી, મામી મારફત કહાવ્યું, પરંતુ કેમે કરી તે તેને તૈયાર કરી શકી નહીં. આન્નાકાલી દશ રૂપિયા હાથમાં આવવાથી જવાને માટે આકુળવ્યાકુળ થઇ રહી હતી. રખેને આ બધી ધમાલમાં જવાનું રહી જાય એ બીકથી તે ચારુને દૂર બોલાવી, રૂપિયા બતાવી બોલીઃ–"મોટી બહેનને ઠીક નથી તો ભલે તે ન આવતાં ચારુદિ! મને તેમણે રૂપિયા આપ્યા છે, આ જુઓ,–આપણે જઈએ, ચાલો." ચારુ સમજી ગઈ કે આન્નાકાલીની ઉમ્મર નાની હોવા છતાં તેની બુદ્ધિ કોઈથી ગાંજી જાય એમ નથી. તે સંમત થઈને તેને સાથે લઈને ચાલી ગઈ.

*

## પ્રકરણ ૭ મું

ચારુબાળાની મા મનોરમાને પાનાં રમવા કરતાં વધુ વહાલી ચીજ કોઈ હતી જ નહીં : પરંતુ રમવાનો જેટલો છંદ હતો તેટલી હોશિયારી નહોતી. તેમની આ ત્રુટિ સુધારવાને માટે લલિતા મળી ગઈ. તે બહુ જ સારું રમી શકતી. મનોરમાનો મોળાત ભાઈ ગિરીન આવ્યો ત્યારથી રોજ બપોરે તેમના ઓરડામાં પાનાંનો જબરો અખાડો જામતો હતો. ગિરીન પુરુષ એટલે સારું રમતો; આથી તેની સામે બેસવા જતાં મનોરમાને લલિતા વિના ચાલતું જ નહીં.

નાટક જોવા ગયાં તેને બીજે દિવસે લલિતાને વખતસર આવેલી ન જોઈને મનોરમાએ દાસીને મોકલી. લલિતા તે વખતે એક મોટી નોટમાં એક અંગ્રેજી પુસ્તકમાંથી બંગાળી તરજૂમો કરતી હતી, એટલે ગઈ નહીં.

પ્રથમ સખી આવી, પણ તેનું પણ કાંઈ વળ્યું નહીં ત્યારે મનોરમાએ જાતે આવી તેની નોટને એક તરફ ખેંચી લઈને કહ્યું:—" લે, ઊઠ, મોટી થઈને તારે ન્યાયાધીશ નથી થવાનું, પણ પાનાં જ રમવાનાં છે—ચાલ. "

લલિતા ભારે મૂંઝવણમાં આવી પડી. તેણે ભાંગેલે અવાજે જણાવ્યું કે આજે તે કેમે કરી આવી શકશે નહીં, પણ કાલે આવશે. મનોરમાએ તેની વાત કાને જ ધરી નહીં; આખરે મામીને કહીને તેને ઉપાડી ગયાં. આથી તેને આજે પણ જઈને ગિરીનનો સામો પક્ષ લઈ પાનાં રમવાં પડયાં. પરંતુ રમતમાં રંગ જામ્યો નહીં. તે તરફ તે જરાય મન દઈ શકી નહીં. આખો વખત અક્કડ બેસી રહી અને સાંજ પડતાં પહેલાં જ ઊઠી ગઈ. જતી વખતે ગિરીન બોલ્યોઃ–" રાતના તમે રૂપિયા મોકલી આપ્યા, પણ આવ્યાં નહીં. કાલે પાછાં જઇશું, આવજો."

લલિતાએ માથું ધુણાવી મૃદુ સ્વરે કહ્યું:—"મને શરીરે ઠીક નહોતું."

ગિરીન હસીને બોલ્યોઃ–" હવે તો ઠીક છે ને! આવજો, કાલ આવવું જ પડશે."

"ના, ના. કાલ મને ફુરસદ મળે એમ નથી." કહીને લલિતા ઉતાવળે પગલે ચાલી ગઈ. આજે માત્ર શેખરના ભયથી જ તેનું મન રમતમાં ચોંટયું નહોતું એમ ન હતું. તેને પોતાને પણ બહુ શરમ લાગતી હતી.

શેખરના ઘરની માફક આ ઘેર પણ તે નાનપણથી જ આવજા કરતી હતી, અને ઘરનાં માણસોની પેઠે સહુના દેખતાં બહાર નીકળતી હતી. તેથી ચારુના મામાના દેખતાં પણ બહાર નીકળતાં, વાત કરતાં, પહેલેથી જ તેને કશો સંકોચ થયો નહોતો. પરંતુ આજ ગિરીનની સામે બેસીને રમતાં બધો વખત કોણ જાણે શાથી તેને એમ લાગતું હતું, કે આ થોડા

દિવસના પરિચયથી જ ગિરીન તેને જરા ખાસ પ્રીતિની નજરે જુએ છે. પુરુષની પ્રીતિદૃષ્ટિ એ આટલી બધી લજ્જાની વાત છે એની તેને આ પહેલાં કલ્પના પણ નહોતી.

ઘરમાં એક વાર મોં બતાવીને તે ઉતાવળી ઉતાવળી પેલા ઘરમાં શેખરના ઓરડામાં ગઈ અને એકદમ કામે વળગી ગઈ. નાનપણથી જ એ ઓરડાનાં નાનાં મોટાં કામો તેને જ કરવાં પડતાં. પુસ્તકો વગેરેને બરાબર ગોઠવવાં, ખડિયોકલમ બરાબર સાફ કરીને રાખવાં, એ બધું તેના વિના કોઈ જ કરતું નહીં. છ સાત દિવસના પ્રમાદથી કામ બહુ ચડી ગયું હતું. તે બધું શેખરના આવવા પહેલાં જ પૂરું કરવા કમર કસીને મંડી ગઈ.

લલિતા ભુવનેશ્વરીને મા કહેતી. વખત મળતાં તેમની પાસે જ રહેતી હોવાથી અને તે પોતે કોઈને પારકું ન ગણતી હોવાથી આ ઘરમાં તેને પણ કોઈ પરાયું ગણતું નહીં. આઠ વરસની વયે મા–બાપ વિનાની થઈ મામાને ઘેર આવી હતી ત્યારથી તે નાની બહેનની માફક શેખરની આસપાસ વીંટળાતી અને તેની પાસે વાંચતાં લખતાં શીખી મોટી થઈ હતી.

તે શેખરનો ખાસ સ્નેહ મેળવી શકી હતી એ સહુ કોઈ જાણતું; માત્ર એ સ્નેહ અત્યારે ક્યાં આવી પહોંચ્યો છે તે જ કોઈ જાણતું નહીં–લલિતા પણ નહીં. નાની હતી ત્યારથી જ તેને શેખર પાસે એક સરખી રીતે એટલી અબાધ્ય છૂટ લેતી સહુ કોઈ જોતું આવ્યું હતું કે કોઈ પણ વ્યવહારે કોઈની પણ નજર ખેંચી નહીં. આમ હોવાથી જ તે કોઈ પણ દિવસ વહુ રૂપે આ ઘરમાં પ્રતિષ્ઠિત થઈ શકે એવો વિચાર પણ કોઈના

મનમાં આવ્યો ન હતો. લલિતાના ઘરનાં માણસોને પણ નહીં, તેમજ ભુવનેશ્વરીના મનમાં પણ નહીં.

લલિતાએ એવો વિચાર કર્યો હતો કે કામ પૂરું કરીને શેખરના આવવા પહેલાં જ ચાલ્યા જવું, પરંતુ વિચારમાં ને વિચારમાં ઘડિયાળ તરફ નજર જ ગઈ નહીં. એકાએક બારણા બહાર બૂટનો ચમચમ અવાજ સંભળાતાં ઊંચું જોતાં જ તે એક તરફ ખસીને ઊભી.

શેખર આવતાંવેંત જ બોલ્યો:—" આવી છે કે! કાલે પાછા આવતાં કેટલી રાત થયેલી ? "

લલિતાએ જવાબ આપ્યો નહિ.

શેખર એક ગાદીવાળી આરામખુરસી પર ઢળી પડીને બોલ્યો:—"પાછાં ક્યારેક આવ્યાં'તાં? બે વાગ્યે ? ત્રણ વાગ્યે ?—બોલાતું કેમ નથી ? "

લલિતા ચુપચુપ ઊભી જ રહી.

શેખરે કંટાળી જઈને કહ્યું:—"નીચે જા, મા બોલાવે છે."

ભુવનેશ્વરી ભંડારિયા સામે બેસીને નાસ્તો પીરસતાં હતાં. લલિતા પાસે આવીને બોલી:—"તમો બોલાવતાં હતાં મા ? "

"ક્યારે ? મેં તો બોલાવી નથી. " કહીને તેમણે ઊંચું જોઈ તેના સામું જોઈને કહ્યું:—"મોં કેમ આમ સુકાઈ ગયું છે, લલિતા ? હજી સુધી કાંઈ ખાધું નહીં હોય ! "

લલિતાએ માથું ધુણાવ્યું.

ભુવનેશ્વરી બોલ્યાં:—"વારુ, જા, તારા ભાઈને ખાવાનું આપી મારી પાસે આવ. "

લલિતા ખાવાનું હાથમાં લઈને થોડી વાર પછી ઉપર

આવીને જુએ છે તો શેખર ત્યારે પણ તેવી જ રીતે આંખો મીંચીને પડ્યો હતો, ઑફિસનાં કપડાં સુદ્ધાં બદલ્યાં નહોતાં, હાથ મોં પણ ધોયાં નહોતાં. પાસે જઈને ધીમે રહીને તે બોલી:–"ખાવાનું લાવી છું."

શેખરે જોયું નહીં. તે બોલ્યો:–"ગમે ત્યાં મૂકી જા."

લલિતાએ મૂક્યું નહીં, હાથમાં ધરીને ચુપચુપ ઊભી રહી.

શેખર ન જોવા છતાં સમજતો હતો કે લલિતા ગઈ નથી, ઊભી છે. બે ત્રણ મિનિટ પછી તે બોલ્યો:–"ક્યાં સુધી ઊભી રહેશે, લલિતા? મારે વાર છે, મૂકીને નીચે જા."

લલિતા ચૂપ થઈ ને ઊભી ઊભી ક્રોધે ભરાતી હતી; મૃદુ સ્વરે બોલી:–"ભલે વાર છે તો. મારે પણ નીચે કશું કામ નથી."

શેખરે તેના સામું જોઈને હસીને કહ્યું:–"બોલાયું ખરું! નીચે કામ ન હોય તો ઘેર તો છે ને? ત્યાં પણ ન હોય તો પાસેને ઘેર તો છે ને; લલિતા! તારે ક્યાં એક ઘર છે જે!"

"નથી જ તો." કહીને રીસ કરીને લલિતા ખાવાનો થાળ ધબ કરીને ટેબલ પર મૂકીને ઉતાવળી ઉતાવળી ચાલી ગઈ.

શેખરે બૂમ પાડીને કહ્યું:–"સાંજ પછી જરા આવજે."

"સો વખત મારાથી ઉપરનીચે ધક્કા નહિ ખવાય" કહીને લલિતા ચાલી ગઈ.

નીચે આવી એટલે માએ કહ્યું:–"તારા ભાઈને ખાવાનું આપી આવી, પણ પાણી તો આપી ન આવી!"

"મને ભૂખ લાગી છે. મા; હવે મારાથી રહેવાતું નથી. બીજા કોઈ સાથે મોકલજો." કહીને લલિતા ધબ દઈને બેસી પડી.

મા તેના ચડેલા મોં તરફ જોઈ જરા હસીને બોલ્યાં:–
"વારુ, તું ખાવા બેસ; દાસી સાથે મોકલી દઉં છું."

લલિતા જવાબ આપ્યા વિના ખાવા બેસી ગઈ.

તે નાટક જોવા ગઈ નહોતી તોપણ શેખર તેના પર ખિજાયો, એની રીસમાં તે ચાર પાંચ દિવસ સુધી શેખરને મળી નહીં. છતાં તેના ઑફિસમાં ગયા પછી બપોરે જઈને ઓરડાનું કામકાજ કરી આવતી. શેખરે પોતાની ભૂલ સમજીને તેને બે દિવસ બોલાવવા મોકલી હતી, તોપણ તે ગઈ નહોતી.

*

# પ્રકરણ ૪ થું

આ મહોલ્લામાં એક બહુ જ ઘરડો ભિખારી કોઈ કોઈ વાર ભીખ માગવા આવતો. તેના ઉપર લલિતાની બહુ મહેરબાની હતી. તે આવતાં જ તેને એક રૂપિયો આપી દેતી. રૂપિયો હાથમાં પડતાં જ તે જે અસંખ્ય, અસંભવિત અને અપૂર્વ આશીર્વચનો ઉચ્ચારતો તે સાંભળવાં તેને બહુ ગમતાં હતાં. તે કહેતો કે લલિતા પૂર્વ જન્મમાં તેની સગી મા હતી અને આ વાત તે લલિતાને જોતાં જ કોણ જાણે શાથી જાણી ગયો હતો. તેના આ વૃદ્ધ પુત્રે આજે સવારમાં જ બારણે આવીને ઉચ્ચ કંઠે બૂમ મારી—"મારી જન્મદાતા મા ક્યાં છે?"

પુત્રની હાક સાંભળીને આજ લલિતાને કંઈક મૂંઝવણ થઈ. અત્યારે તો શેખર ઓરડામાં જ છે; તે રૂપિયો લેવા જાય શી રીતે? આમતેમ જોઈને તે મામીની પાસે ગઈ. મામી તે જ વખતે દાસી સાથે બોલાચાલી થવાથી મોં ચડાવીને રાંધવા બેઠાં હતાં. તેમને કંઈ પણ કહી ન શકવાથી તે પાછી આવી અને ડોક લંબાવીને જૂએ છે તો ભિખારી ઊમરે લાકડી ટેક-

વીને બરાબર દૃઢ ભાવે બેઠો છે. આ પહેલાં લલિતાએ તેને કદી પણ નિરાશ કર્યો ન હતો; આજ ખાલી હાથે વિદાય કરવાનું તેનું મન ચાલ્યું નહીં.

ભિખારીએ ફરીથી બૂમ પાડી.

આન્નાકાલીએ દોડી આવીને ખબર આપી:—"મોટી બહેન, તમારો પેલો દીકરો આવ્યો છે."

લલિતાએ કહ્યું:—"કાલી, એક કામ ન કરે, બહેન ? હાથ જોડું, તું જરા દોડતી શેખરદાની પાસેથી એક રૂપિયો લઈ આવ !"

કાલી દોડતી ચાલી ગઈ. થોડી વાર પછી ઝડપથી દોડતી આવીને લલિતાના હાથમાં એક રૂપિયો આપી બોલી:— "આ લ્યો."

લલિતાએ પૂછ્યું:—"શેખરદા શું બોલ્યા ?"

"કંઈ નહીં, મને ડગલાના ગજવામાંથી રૂપિયો લેવાનું કહ્યું તે હું લઈ આવી."

"બીજું કંઈ કહ્યું નહીં ?"

"ના બીજું કંઈ જ નહીં." કહીને આન્નાકાલી માથું હલાવતી રમત કરતી ચાલી ગઈ.

લલિતાએ ભિખારીને વિદાય કર્યો. પરંતુ બીજા દિવસોની માફક આજે ઊભી રહીને તેની વાક્છટા સાંભળી શકી નહીં. તેને તે ગમ્યું જ નહિ.

હમણાં થોડા દિવસથી તેઓનો અખાડો પૂર જોરમાં ચાલતો ન હતો. આજે બપોરે લલિતા ગઈ નહીં· માથું ચડ્યું છે કહીને સૂઈ રહી. આજ સાચે જ તેનું મન ખુશીમાં નહોતું.

સાંજે કાલીને પાસે બોલાવીને કહ્યું:—"તું પાઠ શીખવાને શેખરદાના ઓરડામાં હવે જાય છે ને?"

કાલીએ માથું ધુણાવી કહ્યું:—"હા. જાઉં તો છું."

"મારી વાત શેખરદા પૂછતા નથી?"

"ના; હા, હા, પરમ દિવસે પૂછી હતી—તમો બપોરે પાનાં રમો છો ને?"

લલિતાએ ઉદ્વિગ્ન થઈને પ્રશ્ન કર્યો:-"તેં શું કહ્યું?"

કાલીએ કહ્યું:—"તમો બપોરે ચારુને ઘેર પાનાં રમવા જાઓ છો તે કહ્યું. શેખરદાએ પૂછ્યું:-કોણ કોણ રમે છે? મેં કહ્યું-તમે અને તમારી સખી-મા*, ચારુબહેન અને તેના મામા; વારુ; તમો સારું રમો, કે ચારુના મામા સારું રમે, મોટી બહેન? સખી-મા કહેતાં હતાં કે તમો સારું રમો છો કેમ?"

લલિતાએ આનો જવાબ આપ્યા વિના જ એકાએક બહુ કંટાળી જઈને કહ્યું:-"તારે આટલું બધું બોલવાની શી જરૂર" બધામાં જ તારે માથું મારવું જોઈએ; હવે કદી પણ હું તને કશુંય આપીશ નહીં" કહીને રીસ કરીને ચાલી ગઈ.

કાલી અવાક્ થઈ ગઇ. તેના આ આકસ્મિક ભાવપરિવર્તનનું કારણ તે સમજી શકી નહીં.

મનોરમાનું પાનાં રમવાનું બે દિવસથી બંધ થયું છે; કારણ કે લલિતા આવતી નહોતી. તેને જોતાં જ ગિરીન્દ્રનું તેના તરફ ખેંચાણ થયું હતું એ વાતનો મનોરમાને પહેલેથી જ સંદેહ ગયો હતો. તેમનો તે સંદેહ આજ પાકો થયો.

* સહિયરો એક બીજીની માને સખી-મા કહે છે.

આ બે દિવસથી ગિરીન કાંઈ ઓર પ્રકારથી ઉત્સુક અને અન્યમનસ્ક થઈ રહ્યો હતો. બપોર પછી ફરવા જતો નહીં. જ્યારેત્યારે ઘરમાં આવી આ ઓરડો પેલો ઓરડો કર્યા કરતો. આજે બપોરે આવીને તે બોલ્યોઃ—"બહેન, આજે પણ રમવું નથી ?"

મનોરમાએ કહ્યું:—"કેમ કરી રમશું, ગિરીન ? રમનાર ચાર જણ ક્યાં છે? નહીં તો આવ, આપણે ત્રણ જણ જ રમીએ."

ગિરીન નિરુત્સાહથી બોલ્યોઃ-" ત્રણ જણથી તે રમાય, બહેન ? પેલે ઘેરથી લલિતાને બોલાવવા મોકલને ?"

" તે નહીં આવે"

ગિરીને વિચારમાં પડી જઈને પૂછ્યું:—'કેમ ન આવે; તેને ઘેરથી મના કરી છે કે શું ?"

મનોરમાએ માથું ધુણાવીને કહ્યું—" ના, તેના મામા-મામી તેવાં માણસ નથી--તે પોતે જ આવતી નથી."

ગિરીન એકાએક ખુશીમાં આવી જઈને બોલ્યોઃ - " તો તો તમે આજે જરા જશો એટલે આવશે." આમ બોલી પડીને તે પોતે જ ભોંઠો પડી ગયો.

મનોરમા હસી પડયાં; " ઠીક, તો જાઉં છું." કહીને ચાલ્યાં ગયાં અને થોડી વારમાં લલિતાને પકડી લાવીને પાનાં રમવા બેઠાં.

બે દિવસ સુધી રમ્યાં ન હતાં એટલે આજ થોડી વારમાં જ રંગ જામ્યો. લલિતાનો પક્ષ જીતતો હતો.

બે કલાક પછી કાલીએ એકાએક આવીને કહ્યું:—"મોટી બહેન, શેખરદા બોલાવે છે; જલદી !"

લલિતાનું મુખ ફિક્કું પડી ગયું. પાનાં બંધ કરીને તે બોલી:—"શેખરદા ઑફિસે નહોતા ગયા ?"

"કોણ જાણે, ચાલ્યા આવ્યા છે." કહીને તેણે માથું ધુણાવી ચાલવા માંડયું.

લલિતા પાનાં મૂકી દઈને મનોરમાના મોં તરફ જોઈને સંકોચ સહિત બોલી:—"જાઉં છું, સખી–મા" !

મનોરમા તેનો હાથ પકડીને બોલ્યાં:—"આ તે શું ? એ બાજી રમીને જા."

લલિતા અકળાયેલી અકળાયેલી ઊભી થઈને બોલી:— "ના, સખી–મા ! તેઓ પછી બહુ ગુસ્સે થશે." કહીને તે ઉતાવળે પગલે ચાલી ગઈ.

ગિરીને પૂછ્યું:—"શેખરદા વળી કોણ, બહેન ?"

મનોરમાએ કહ્યું:—આ પેલું સામે દરવાજાવાળું મોટું ઘર છે ને."

ગિરીન માથું હલાવી બોલ્યો:—"આ...પેલું ઘર. નવીન· બાબુ એમના સગા હશે ?"

મનોરમા તેના મોં સામું જોઈ જરા હસીને બોલ્યાં:— "સગા કેવા ? લલિતાનું આ ઘર સુદ્ધાં પચાવી પડવાનો બુઢ્ઢાએ ઘાટ ઘડવા માંડયો છે ને." ગિરીન આશ્ચર્ય પામીને જોઈ રહ્યો.

મનોરમા વાત કહેવા લાગ્યાં:—"ગયે વરસે પૈસાને અભાવે ગુરુચરણ બાબુની મોટી છોકરીનાં લગ્ન અટકી રહ્યાં હતાં. પછી ભારે વ્યાજે નવીનરાયે રૂપિયા આપી ઘર લ- ખાવી લીધું. આ રૂપિયા કોઈ પણ દિવસ પાછા વળવાના નથી અને આખરે ઘર નવીનરાય જ લઈ લેશે."

મનોરમાએ બધી વાત કહીને છેવટે મત દર્શાવ્યો:—"બુદ્ધાની આંતરિક ઇચ્છા એવી છે કે ગુરુચરણનું ભાંગ્યું ઘર તોડાવી પાડીને ત્યાં નાના છોકરા શેખરને માટે એક મોટું ઘર બંધાવવું—બન્ને છોકરાને બે જુદાંજુદાં ઘર આપવાં—વિચાર કંઈ ખોટો નથી."

ઇતિહાસ સાંભળીને ગિરીનને ગ્લાનિ ઉત્પન્ન થઈ. તેણે પૂછ્યું:—"વારુ બહેન, ગુરુચરણ બાબુને તો બીજી પણ છોકરી છે, તો તેનાં લગ્ન કેવી રીતે કરશે?"

મનોરમાએ કહ્યું:—"પોતાની તો છે જ, તે ઉપરાંત આ લલિતા. એનાં માબાપ નથી એટલે એનો બધો ભાર આ ગરીબ પર જ છે. મોટી થઈ ગઈ છે એટલે આ વરસે લગ્ન કર્યા વિના ચાલે એમ જ નથી. એમના સમાજમાં મદદ કરનાર કોઈ નથી, જીવ ખાનાર સહુ છે. શું આપણા લોકો છે ગિરીન!"

ગિરીન ચૂપ જ રહ્યો: તેઓ બોલવા લાગ્યાં:—"તે દિવસે લલિતાની વાત કરતાં કરતાં તેની મામી મારી આગળ રડી પડી—શું કરવું અને શું થશે તેનું જ નક્કી નથી—તેનો વિચાર કરવામાં જ ગુરુચરણ બાબુને અન્નજળ અકારાં થઈ પડયાં છે. હાં, ગિરીન! મુંગેરમાં તારો કોઈ મિત્ર એવો નથી જે માત્ર છોકરી જોઈને જ લગ્ન કરે? આવી છોકરી મળવી મુશ્કેલ છે."

ગિરીન ખિન્ન થઈને મૃદુ હાસ્ય કરીને બોલ્યો:—"મિત્ર ક્યાં મળવાનો હતો, બહેન! તોપણ રૂપિયા આપીને હું મદદ કરી શકીશ."

ગિરીનના પિતા ડાક્ટરનો ધંધો કરીને પુષ્કળ ધનસંપત્તિ મૂકી ગયા હતા; તે સર્વનો હવે તે જ માલિક હતો.

મનોરમા બોલ્યાં:—"શું તું રૂપિયા ધીરશે ?"

"વળી ધીરવા શા બહેન ?—ઇચ્છા હશે તો એઓ પાછા આપશે, નહીં તો નહીં આપે."

મનોરમા આશ્ચર્ય પામ્યાં. બોલ્યાં:—"રૂપિયા આપવાથી તને શો લાભ ? તેઓ તો આપણા સગા પણ નથી, સમાજનાં માણસ પણ નથી—એમને એમ તે વળી કોઈ કોઈને રૂપિયા આપે ?"

ગિરીન પોતાની બહેનના મોં સામું જોઈને હસવા લાગ્યો. ત્યાર પછી બોલ્યો:—"સમાજનાં માણસ ભલેને ન હોય, બંગાળી તો છે ને ? એમને ખાસ જરૂર છે, અને મારી પાસે પુષ્કળ રૂપિયા પડી રહ્યા છે—તું એકવાર કહી જોજે ને બહેન—જો લેવા તૈયાર થાય તો હું આપીશ. લલિતા તેમની પણ કોઈ નથી, આપણી પણ કોઈ નથી—તેના લગ્નનો બધો ખર્ચ હું આપીશ."

તેનાં વચન સાંભળીને મનોરમા કાંઈ સંતોષ પામ્યાં નહીં. એમાં તેમને લાભ ગેરલાભ કશો જ નહોતો. તોપણ આટલા બધા રૂપિયા એક માણસ બીજાને આપે એ જોઈને ઘણી સ્ત્રીઓનાં મન પ્રસન્ન રહી શકતાં નથી.

ચારુ અત્યાર સુધી ગુપચુપ સાંભળ્યા કરતી હતી. તે મહાન આનંદમાં આવીને કૂદી ઊઠી અને બોલી:—"તો ચાલો મામા, હું સખી-માને કહી આવું."

તેની માએ તેને ધમકાવી કહ્યું:—"તું જરા ધીમી પડ

ચારુ! નાદાન થઈને આવી બાબતમાં જોજે પડતી! કહેવાનું હશે તે હું જ કહીશ."

ગિરીને કહ્યું:-"તો કહેજે, બહેન! પરમ દિવસે રસ્તા પર ઊભાંઊભાંજ ગુરુચરણ બાબુ સાથે જરા ઓળખાણ થઈ હતી. વાતવાતમાં જ મને લાગ્યું કે માણસ સરળ છે— તને શું લાગે છે?"

મનોરમાએ કહ્યું:—"એ જ; બધાંને જ એમ લાગે છે. એ બંને ધણીધણિયાણી સીધાં સાદાં માણસ છે, તેથી જ તો દુઃખ થાય છે. ગિરીન! કદાચ એવાં માણસોને પણ ઘરબાર છોડીને નિરાશ્રયી થવું પડશે. તેનો પુરાવો જોયો નહીં ગિરીન? 'શેખરબાબુ બોલાવે છે' કહેતાં જ લલિતા કેવી ઉતાવળી ઊઠીને ભાગી? ઘરનાં બધાં માણસો તેમનાં જાણે વેચાણ જેવાં થઈ રહ્યાં છે. પરંતુ ગમે તેટલી ખુશામદ કરો ને, પણ નવીનરાયના હાથમાં પડયાં છે એટલે છુટકારાની આશાજ છોડી દેવી."

ગિરીને પૂછ્યું:-"ત્યારે કહીશ ને બહેન?"

"ઠીક, પૂછી જોઈશ. નાણાં આપીને જો તું મદદ કરી શકે તો સારી વાત છે." કહીને જરા હસી પડયાં અને બોલ્યાં:- "વારુ, પણ તને આટલો બધો ઉત્સાહ શાને આવે છે. ગિરીન?"

"એમાં ઉત્સાહની વાત કયાં આવી! દુઃખમાં સુખમાં પરસ્પરને મદદ કરવી જ જોઈએ." કહીને તે લજ્જા પામીને ચાલ્યો ગયો. બારણા બહાર જઈને જ તે પાછો આવીને બેઠો.

તેની બહેને કહ્યું—"કેમ પાછો બેઠો?"

ગિરીન હસતાં હસતાં બોલ્યો:—"તું આટઆટલાં રોદણાં રડી બહેન! તે બધાં જ સાચાં નથી."

મનોરમા વિસ્મય પામીને બોલ્યાં:—"કેમ ?"

ગિરીન બોલવા લાગ્યો:—"એમની લલિતા જે રીતે રૂપિયા ખરચે છે તે પરથી તે દુઃખી તો જરાય નથી જ-ણાતી. બહેન ! જે દિવસે અમો નાટક જોવા ગયાં હતાં તે દિવસે તે પોતે આવી ન હતી, છતાં પોતાની બહેન સાથે દશ રૂપિયા મોકલાવ્યા હતા. ચારુને પૂછને કેવો ખરચ કરે છે તે. મહિને વીસ પચીસ રૂપિયાથી જરાય ઓછો તેનો ખરચ નથી !"

મનોરમાને વિશ્વાસ ન આવ્યો.

ચારુએ કહ્યું:—"મા, ખરી વાત છે તે બધા શેખર-દાદાના રૂપિયા છે. માત્ર અત્યારે જ નહીં પણ છેક નાન-પણથી જ તે તેના શેખરદાદાના કબાટમાંથી રૂપિયા લઈ આવે છે—કોઈ કંઈ બોલતું નથી."

મનોરમાએ છોકરી તરફ વળીને સંદિગ્ધ ભાવે પૂછ્યું:–"રૂપિયા એ લાવે છે તે શેખરબાબુ જાણે છે ?"

ચારુએ માથું ધુણાવી કહ્યું:—"જાણે છે. તેમના દેખતાં જ કબાટ ખોલીને લઈ આવે છે. ગયે મહિને આન્નાકાલીની ઢીંગલીના વિવાહને માટે આટલા બધા રૂપિયા કોણે આપ્યા હતા ? બધા જ તો તેણે આપ્યા હતા."

મનોરમા વિચાર કરીને બોલ્યાં:—"કોણ જાણે. પરંતુ એ વાત પણ ખરી છે કે ડોસાની પેઠે છોકરાઓ કાંઈ નિષ્ઠુર નથી—તેઓ બધાને માની અસર લાગેલી છે. તેથી જ દયા-ધર્મ તેઓના મનમાં વસે છે. તે ઉપરાંત લલિતા છોકરી બહુ સારી છે. નાનપણથી જ પાસ રહેતી, 'ભાઈ' 'ભાઈ' કહીને

બોલાવતી એટલે તેના ઉપર બધાં જ માયામમતા રાખે છે. હેં ચારુ, તું તો આવજા કરે છે; કહે છે કે તેમના શેખરનાં મહા મહિને લગ્ન થવાનાં છે? મેં સાંભળ્યું છે કે ડોસાને ઘણા રૂપિયા મળવાના છે."

ચારુએ કહ્યું:—"હા મા, આ મહા મહિને જ થશે. બધું નક્કી થઈ ગયું છે."

*

# પ્રકરણ ૫ મું

ગુરુચરણ એવી પ્રકૃતિના માણુસ હતા કે જેની સાથે નાના મોટા સહુ છૂટથી હળીમળી શકે. બે ચાર દિવસના પરિચયથી ગિરીનની સાથે તેમની સ્થાયી મિત્રતા બંધાઈ ગઈ હતી. ગુરુચરણનું મન કે ચિત્ત જરાય દૃઢ ન હોવાથી તેમને જેમ વાદવિવાદ કરવો ગમતો હતો તેમ વિવાદમાં હાર મળતાં જરા પણ અસંતોષ થતો નહીં.

સાંજ પછી ચા પીવાનું નિમંત્રણ તેમણે ગિરીનને આપી મૂક્યું હતું. ઑફિસમાંથી આવતાં જ તેમને સાંજ પડી જતી. હાથ મોં ધોઈને કહેતાઃ—" લલિતા ચા તૈયાર થઈ કે, મા ? કાલી, જા જા, તારા ગિરીન મામાને જરા બોલાવી લાવ." ત્યાર પછી બન્ને ચા પીતા અને વાદવિવાદ ચલાવતા.

લલિતા કોઈ કોઈ દિવસ મામાને ઓથે બેસી ચૂપ થઈને સાંભળ્યા કરતી. ત્યારે ગિરીનની દલીલો જાણે શતમુખે વહેતી. વિવાદ સાધારણ રીતે આધુનિક સમાજ વિરૂદ્ધ જ ચાલતો. સમાજની હૃદયહીનતા, અસંગત ઉપદ્રવ અને અત્યાચાર–એ બધું જ ખરું હતું.

એક તો સમર્થન કરવાનું કશું જ હતું નહીં, તેમાં વળી ગુરુચરણના પીડિત, અશાન્ત હૃદય સાથે ગિરીનની વાતોનો બરાબર મેળ ખાતો. તેઓ અંતે માથું હલાવી બોલતા, "ખરી વાત, ગિરીન; પોતાની છોકરીનાં યથાસમયે યોગ્ય સ્થળે લગ્ન કરવાની કોની ઇચ્છા ન હોય? પરંતુ લગ્ન કરું જ કેવી રીતે? સમાજ કહે છે—'લગ્ન કર'—છોકરીની વય પણ થઈ છે, પરંતુ લગ્ન કરવાનો બંદોબસ્ત તો કોઈ કરી દઈ શકતું નથી. તેં જે કહ્યું, ગિરીન, તે ખરું છે. આ મને જ જો ને. ઘર સુદ્ધાં મુકાઈ ગયું છે: એ દિવસ પછી છોકરાંનો હાથ પકડીને રસ્તામાં જઈને ઊભા રહેવું પડશે—સમાજ ત્યારે પણ કહેવાનો નથી કે 'આવ, અમારે ઘેર આશ્રય લે': કેમ, એમ જ ને?"

ગિરીન મૂંગો જ રહેતો, અને ગુરુચરણ બોલ્યે જ જતાઃ—"બહુ જ સાચી વાત છે. આવા સમાજમાંથી તો બહાર રહેવું જ મંગળદાયક છે. ખાવાનું મળે કે ન મળે, પણ શાંતિમાં તો રહેવાય. જે સમાજ દુ:ખીનું દુ:ખ સમજતો નથી, વિપદમાં હિમ્મત આપતો નથી, પણ માત્ર ડોળા જ ઘુરકાવે છે, અને ગળું પીસવા જ આવે છે, તે સમાજ મારે માટે નથી, મારા જેવા ગરીબો માટે પણ નથી—તે સમાજ મોટા લોકોને માટે છે, તેઓ ભલે તેમાં સુખથી રહેતા, અમારે તેનું કામ નથી." કહીને ગુરુચરણ એકાએક ચૂપ થઈ જતા.

વાદવિવાદ લલિતા ધ્યાનપૂર્વક સાંભળતી એટલું જ નહીં, પણ રાત્રે બિછાનામાં સૂતાં સૂતાં ઊંઘ ન આવે ત્યાં સુધી

તેના પર મનમાં વિચાર પણ કરી જોતી. દરેક વાત તેના મનમાં બરાબર કોતરાઈ રહેતીઃ—" સાચે જ, ગિરીન બાબુની વાત તદ્દન વાજબી છે."

મામાને તે પુષ્કળ ચાહતી હતી, આથી તેમને પોતાના પક્ષમાં લઈને ગિરીન જે કાંઈ બોલતો તે બધું જ તેને જરાય ભ્રમ વિનાનું સત્ય જ લાગતું. તેના મામા ખાસ કરીને તેને જ માટે આકળા થઈ રહ્યા છે, અન્ન જળનો પણ ત્યાગ કરી રહ્યા છે, તેના સાલસ દુઃખી મામા, તેને આશ્રય આપીને આટઆટલું કષ્ટ પામે છે! પરંતુ શા માટે? શા માટે મામાને નાતબહાર થવું પડે? આજે મારાં લગ્ન થાય અને પાછી કાલે વિધવા થઈને ઘેર આવું તો તો નાતબહાર થવું ન પડે! આમ છતાં ફેર શો છે? ગિ-રીનની આ બધી વાતોનો પ્રતિધ્વનિ તે પોતાના ભાવાતુર હૃદયમાંથી બહાર કાઢીને ફરી વાર ઝીણવટથી તપાસતી તપા-સતી ઊંઘી જતી.

તેના મામાનો પક્ષ લઈને, તેના મામાનું દુઃખ સમજીને જે કોઈ પણ વાત કરતું તેના ઉપર શ્રદ્ધા રાખીને તેના મત સાથે પોતાનો મત ભેળવ્યા વિના લલિતાનો છૂટકો નહોતો. તે ગિરીન ઉપર આંતરિક શ્રદ્ધા રાખવા લાગી.

ધીમે ધીમે તે પણ ગુરુચરણની માફક સાંજે ચા પીવાના વખતની રાહ જોઈ રહેતી.

પહેલાં ગિરીન લલિતાને 'તમે' કહીને બોલાવતો. ગુરુ-ચરણે મના કરીને કહ્યું હતુંઃ—" એને વળી 'તમે' શા માટે કહે છે, ગિરીન! 'તું' કહીને જ બોલાવવી". ત્યારથી જ તેણે 'તું' કહીને બોલાવવું શરૂ કર્યું હતું.

## પ્રકરણ પમું

એક દિવસ ગિરીને પૂછ્યું હતું:—"તું ચા નથી પીતી, લલિતા ?"

લલિતાએ નીચું જોઈને માથું ધુણાવ્યું. ગુરુચરણે કહ્યું:—"એના શેખરદાએ ના કહી છે. સ્ત્રીઓ ચા પીએ એ તેને ગમતું નથી."

કારણ સાંભળીને ગિરીનને આનંદ નહોતો થયો એ વાત લલિતા સમજી ગઈ હતી.

આજે શનિવાર છે. બીજા દિવસ કરતાં એ દિવસે સભા વીખરાતાં વધુ વાર થતી.

ચા પીવાનું કામ પૂરું થયું હતું. ગુરુચરણ આજ પૂર્ણ ઉત્સાહથી ચર્ચામાં ભાગ લઈ શકતા નહોતા. વચ્ચે વચ્ચે શૂન્ય-મનસ્ક થઈ જતા હતા.

ગિરીને સહજ તે સમજી જઈને કહ્યું:—"આજ આપનું શરીર ઠીક નથી ?"

ગુરુચરણ હુક્કો મોં આગળથી ખસેડીને બોલ્યા:—"કેમ, શરીર તો સારું જ છે."

ગિરીન સંકોચ સહિત બોલ્યો,—"ત્યારે તો ઑફિસમાં કાંઈ—"

"તેવું કાંઈ જ નથી." કહીને ગુરુચરણે જરા આશ્ચર્યની સાથે ગિરીનના મો સામું જોયું. પોતાના અંતરનો ઉદ્વેગ બહાર પ્રકાશ પામતો હતો તે આ સરલ પ્રકૃતિનો માણસ સમજી શક્યો નહીં.

લલિતા પહેલાં તો બિલકુલ ચુપચુપ બેસી રહેતી, પણ હમણાં હમણાં એકાદ બે વાક્યો બોલીને ચર્ચામાં ભાગ લેતી

હતી. તે બોલી,—"હા, મામા, આજ તમારું મન ખુશીમાં નથી."

ગુરુચરણ હસી પડીને બોલ્યાઃ "ઓ પેલી વાત! હા મા, બરાબર પકડયો. આજ સાચે જ મારું મન ખુશીમાં નથી."

લલિતા અને ગિરીન બન્ને તેમના મોં તરફ જોઈ રહ્યાં.

ગુરુચરણે કહ્યુંઃ–"નવીનદાએ બધું જાણવા છતાં બે ચાર કડક શબ્દો રસ્તામાં ઊભાં ઊભાં જ સંભળાવી દીધા, પણ એમાં વળી તેમનો પણ શો દોષ? છ મહિના થઈ ગયા, પણ એક પૈસો સરખો યે વ્યાજનો આપ્યો નથી, તો પછી મુદ્દલની તો વાત જ કયાં રહી?"

લલિતા આ વાત સમજતાં જ તેને દાબી દેવાને માટે અધીરી થઈ ગઈ. તેના વ્યવહારજ્ઞાનશૂન્ય મામા રખેને ઘરની શરમાવા જેવી વાતો પારકા આગળ કહી દે એ બીકથી તે એકદમ ઉતાવળમાં બોલી ઊઠી,—"તમો ફિકર કરશો નહીં, મામા, તેનું પછીથી થઈ રહેશે."

પરંતુ ગુરુચરણે તે તરફ ધ્યાન જ ન આપ્યું. ઊલટા ખિન્ન થઈ હસીને બોલ્યા,–"પછી વળી શું થવાનું છે, મા? તેમ નથી ગિરીન. મારી આ માની ઇચ્છા એવી છે કે તેનો આ બુઢ્ઢો દીકરો કશી જ ફિકર ચિંતા ન કરે. પરંતુ બહારના લોકને કાંઈ તારા દુઃખી મામાનું દુઃખ જોવાની પરવા નથી, લલિતા!"

ગિરીને પુછ્યું,—"નવીન બાબુએ આજ શું કહ્યું?"

ગિરીન બધી વાત જાણે છે તેની લલિતાને ખબર નહોતી, તેથી તેના આ પ્રશ્નને અસંગત ધારીને તે મનમાં ને મનમાં અત્યંત ક્રોધ કરવા લાગી.

ગુરુચરણે ખુલ્લે ખુલ્લું કહ્યું,—"નવીન રાયનાં ધણિયાણી બહુ દિવસથી અજીર્ણથી પીડાય છે. હાલમાં રોગ કંઈક વધી જવાથી વૈદ્યોએ હવાફેરે જવાને કહ્યું છે. આથી પૈસાની જરૂર છે. એટલા માટે આ વખતે મારે બધું વ્યાજ અને મુદ્દલનો પણ થોડો ભાગ આપવો પડશે."

ગિરીન થોડી વાર શાંત રહીને મૃદુ કંઠે બોલ્યો,—"એક વાત આપને કહું કહું કરવા છતાં કહી શકતો નહોતો. જો મનમાં માઠું ન આણો તો આજ કહું."

ગુરુચરણ હસી પડયા, બોલ્યા,—"મને કોઈ પણ વાત કહેતાં કોઈએ પણ કદી સંકોચ અનુભવ્યો નથી. ગિરીન, શી વાત છે?"

ગિરીને કહ્યું,—"બહેન પાસેથી મેં સાંભળ્યું છે કે નવીન બાબુ વ્યાજ બહુ જ લે છે. તેથી મારું કહેવું એમ છે કે મારા ઘણા રૂપિયા એમને એમ પડી રહ્યા છે, કશા જ કામમાં આવતા નથી, વળી તેમને પણ જરૂર છે: તો આ દેવું ભરી જ દો ને."

લલિતા અને ગુરુચરણ આશ્ચર્ય પામીને તેના તરફ જોઈ રહ્યાં. ગિરીન અત્યંત સંકોચથી બોલવા લાગ્યો,—"મારે હમણાં રૂપિયાની કોઈ ખાસ જરૂર નથી, એટલે આપની સવડે પાછા આપશો તો ચાલશે. તેમને જરૂર છે તેથી જ કહેતો હતો કે જો—"

ગુરુચરણ ધીમે ધીમે બોલ્યા,—"બધા રૂપિયા તું આપશે?"

ગિરીન નીચું જોઈને બોલ્યો,—"વારુ ત્યારે, તેઓને કામ લાગે—"

ગુરુચરણ જવાબમાં કંઇક બોલવા જતા હતા. તે જ સમયે આન્નાકાલી દોડતી આવી પહોંચી. " મોટી બહેન, જલદી; શેખરદાએ કપડાં પહેરી લેવા કહાવ્યું છે, નાટક જોવા જવાનું છે. " કહીને જેમ આવી હતી તેમ ચાલી ગઈ. તેનો ગભરાટ જોઈને ગુરુચરણ હસ્યા. લલિતા સ્થિર થઈ રહી.

આન્નાકાલી ક્ષણવારમાં પાછી આવી બોલી,—"કયાં છે ? ઊઠયાં નહીં, મોટી બહેન ? અમો બધાં ઊભાં રહ્યાં છીએ ને ?"

તોપણ લલિતાનાં ઊઠવાનાં કાંઈ પણ ચિહ્ન જણાયાં નહીં. તે બધી વાત સાંભળીને જવા માગતી હતી. પરંતુ ગુરુચરણ કાલી તરફ જોઈ જરા હસી લલિતાને માથે હાથ મૂકી બોલ્યા, " તો જા, મા, વિલમ્બ કરતી માં; તારે માટે બધાં રાહ જોઈ રહ્યાં લાગે છે. "

નિરુપાયે લલિતાને ઊઠવું પડયું. પરંતુ જતાં પહેલાં ગિરીન્દ્ર તરફ જે ગભીર કૃતજ્ઞ દૃષ્ટિ નાખી ધીમે ધીમે તે ચાલી ગઇ તે ગિરીન્દ્ર જોઈ શકયો.

દશેક મિનિટ પછી કપડાં પહેરી તૈયાર થઈને તે પાન આપવાને બહાને વળી એક વાર બહારના ઓરડામાં નિઃશબ્દ પગલે આવી.

ગિરીન ચાલ્યો ગયો હતો, એકલા ગુરુચરણ મોટા તકિયા ઉપર માથું મૂકી આંખો મીંચીને સૂતા હતા. તેમની બંધ આંખોની બન્ને બાજુએથી અશ્રુ ઝરતાં હતાં. આ આનંદાશ્રુ હતાં એ લલિતા સમજી. અને સમજી એટલે જ તેમના ધ્યાનમાં ભંગ પાડયો નહીં. જેવી નિઃશબ્દે આવી હતી તેવી નિઃશબ્દે ચાલી ગઇ.

# પ્રકરણ ૫ મું

થોડીવાર પછી જ્યારે તે શેખરને ઘેર જઈ પહોંચી ત્યારે તેનાં નયનો પણ અશ્રુભારથી છલછલ કરતાં હતાં. કાલી હતી નહીં. તે સૌથી પહેલાં જઈને ગાડીમાં બેઠી હતી. એકલો શેખર પોતાની ઓરડીની વચમાં ગુપચુપ ઊભો રહીને લલિતાની વાટ જોતો હતો. તેણે ઊંચું જોયું અને તેનાં અશ્રુપૂર્ણ નેત્રો જોયાં.

આઠ દસ દિવસ સુધી લલિતાને ન જોઈ શકવાથી તે બહુ જ ચિઢાયેલો હતો. પરંતુ આ વખતે તે વાત ભૂલી જઈને ઉદ્વિગ્ન થઈને તે બોલી ઊઠયો,—“આ શું? રડે છે કે શું?”

લલિતાએ નીચું જોઇને જોરથી માથું ધુણાવ્યું.

હમણાં થોડા દિવસથી તદ્દન અજ્ઞાતપણે શેખરના મનમાં પરિવર્તન થતું હતું. તેથી તે પાસે આવીને બન્ને હાથે લલિતાનું મોં ઊંચું કરીને બોલ્યો,—“સાચે જ રડે છે. થયું શું?”

લલિતા આ વખતે પોતાનો ભાવ દબાવી શકી નહીં. ત્યાં જ બેસી ગઈ, ને છેડા વતી મોં ઢાંકી રડી પડી.

## પ્રકરણ ૬ ઠું

નવીનરાય બધું વ્યાજ મુદ્દલ દોકડા બદામ સિક્કે ગણી લઈ, દસ્તાવેજ પાછો આપીને બોલ્યા–" વારુ, રૂપિયા આપ્યા કોણે ? "

ગુરુચરણે નમ્રભાવે કહ્યું,–" તે પૂછશો માં, બાબુ! કહેવાની ના કહી છે. "

રૂપિયા પાછા મળવાથી નવીન જરા પણ સંતોષ પામ્યા નહોતા. રૂપિયા પાછા મળે એવી આશા પણ રાખી નહોતી, ઇચ્છા પણ નહોતી. પરંતુ ઘરને તોડાવી પડાવીને કેવી રીતે નવી હવેલી તૈયાર કરાવવી તેનો વિચાર કરી રાખ્યો હતો. મશ્કરીમાં તેમણે કહ્યું,–" તે હવે મના તો થશે જ. ભાઈ, દોષ તારો નથી, દોષ મારો છે. રૂપિયા પાછા માગ્યા એ જ દોષ, નહીં તો કળિયુગ શાનો ? "

ગુરુચરણ અત્યંત વ્યથા પામીને બોલ્યા, " આ શું બોલો છો, મોટાભાઈ! તમારા રૂપિયાનું ઋણ વાળ્યું, પણ તમારી દયાનું ઋણ હું કાંઈ વાળી શકવાનો નથી. "

નવીન હસ્યા. તેઓ પક્કા માણસ હતા. આવી બધી વાતોમાં જો વિશ્વાસ રાખત તો ગોળ વેચીને આટલા રૂપિયા

ભેગા કરી શકત નહીં. તેમણે કહ્યું,–"તમે જો સાચે જ એમ માનતા હોત ભાઈ! તો તો આમ રૂપિયા પાછા આપી જાત જ નહીં. મેં તો માત્ર થોડા રૂપિયા માગ્યા હતા અને તે પણ તમારી ભાભીની માંદગીને માટે–મારે પોતાને માટે નહીં. વારુ, કેટલે વ્યાજે ઘર મૂકયું ?"

ગુરુચરણે માથું હલાવીને કહ્યું,–"ગીરવી મૂકયું નથી–તેમ વ્યાજની પણ વાત કંઈ થઈ નથી."

નવીનને વિશ્વાસ ન બેઠો. બોલ્યા,–"શું કહે છે ? ખાલી હાથે ?"

"હા, ભાઈ. કંઈક એવું જ છે. છોકરો ભલો છે. બહુ દયાળુ છે."

"છોકરો ? છોકરો કોણ ?"

ગુરુચરણે આ પ્રશ્નનો વળી જવાબ આપ્યો નહિ. મૂંગા જ રહ્યા. જેટલું બોલાઈ ગયું હતું, તેટલું પણ તેમણે બોલવું જોઈતું ન હતું.

નવીન તેમના મનનો ભાવ સમજી જઈ, મૃદુ હાસ્ય કરીને બોલ્યા,–"જો મના કરી હોય તો જરૂર નથી, પરંતુ સંસારમાં મેં બહુ જોયું છે, તેથી આટલી સાવચેતી રાખવાની કહું છું, ભાઈ, કે તે ગમે તે હો, આટલું બધું ભલું કરવા જતાં આખરે ક્યાંક ફસાવી ન પાડે તે સંભાળજે!"

ગુરુચરણ આનો પણ જવાબ આપ્યા વિના, નમસ્કાર કરીને, કાગળ હાથમાં લઈને ઘેર પાછા આવ્યા.

લગભગ દર વર્ષે જ ભુવનેશ્વરી આ વખતે થોડા દિવસને માટે પશ્ચિમ* તરફ ફરી આવતાં. તેમને અજીર્ણનો વ્યાધિ હતો,

* બંગાળાની પશ્ચિમે આવેલા યુક્ત પ્રાંતો વગેરે પ્રદેશો

આથી જરા ફાયદો થતો. રોગ વધારે ન હતો. નવીન ગુરુ-ચરણુ આગળ કામ કાઢી લેવાને માટે વાત વધારીને બોલ્યા હતા. ગમે તેમ હો, પણ મુસાફરીની તૈયારી ચાલી રહી હતી.

એક દિવસે સવારમાં એક ચામડાની ટ્રંકમાં શેખર તેની જરૂરી શોખીન વસ્તુઓ ગોઠવતો હતો.

આન્નાકાલી ઓરડામાં આવીને બોલી, "શેખરદા, તમો કાલે જવાના, કેમ?"

શેખર ટ્રંકમાંથી ઊંચું જોઈને બોલ્યો "કાલી, તારી મોટી બહેનને બોલાવી લાવ. જે સાથે લેવું મૂકવું હોય તે હમણાં આપી જાય." લલિતા દર વર્ષે માની સાથે જતી. આ વખતે પણ જવાની છે એમ જ શેખર તો જાણતો હતો.

કાલીએ માથું ધુણાવીને કહ્યું,–"આ વખતે મોટી બહેન તો આવવાનાં નથી."

"કેમ નથી આવવાની?"

કાલીએ કહ્યું,–"વાહ! કેમ કરીને આવશે! મહા-ફાગણમાં તેમનાં લગ્ન થવાનાં છે. બાપુજી હવે વરની શોધમાં જ ફરે છે."

શેખર અનિમેષ નેત્રે સ્તબ્ધ બનીને જોઈ રહ્યો.

કાલી, પોતે ઘરમાં જે સાંભળ્યું હતું તે ઉત્સાહભેર ધુસ-પુસ કરતી બોલવા લાગી, "ગિરીન બાબુએ કહ્યું છે કે જેટલા રૂપિયા થાય તેટલા પણ વર સારો જોઈએ! બાપુજી આજે પણ ઑફિસમાં જવાના નથી. જમીને કોઈ જગ્યાએ છોકરો જોવા જવાના છે; ગિરીન બાબુ પણ સાથે જવાના છે."

શેખર સ્થિર ભાવે સાંભળવા લાગ્યો અને લલિતા શા

માટે આવવા નહોતી માગતી તેનું પણ જાણે કંઈક કારણ તે સમજી શકયો.

કાલી બોલવા લાગી,–" ગિરીન બાબુ બહુ જ ભલા માણુસ છે, શેખરદા. મોટી બેનનાં લગ્ન વખતે અમારું ઘર મોટા કાકાને ત્યાં મૂકાઈ ગયું હતું. બાપુ કહેતા હતા કે બે ત્રણ મહિનામાં જ અમારે બધાંને રસ્તે રસ્તે ભીખ માગતાં ફરવું પડત; તેથી જ ગિરીન બાબુએ રૂપિયા આપ્યા. કાલે બધા રૂપિયા બાપુજીએ મોટાકાકાને પાછા આપી દીધા છે. લલિતા કહેતી હતી કે હવે અમારે કશો ભય નથી: સાચું ને શેખરદા ?"

જવાબમાં શેખર કંઈ જ બોલી શકયો નહીં; તે જોઈ જ રહ્યો.

કાલીએ પૂછયું,–"શું વિચાર કરો છો, શેખરદા ?"

આ વખતે શેખરની ચમક ભાંગી; ઉતાવળો ઉતાવળો બોલી પડયો,–" કંઈ નહીં, કાલી, તારી મોટી બહેનને જરા જલદી બોલાવી લાવ. કહેજે કે હું બોલાવું છું. જા, દોડ તો."

કાલી દોડતી ચાલી ગઈ.

શેખર ખુલ્લી ટ્રંક તરફ નજર ઠેરવીને બેસી રહ્યો. કઈ વસ્તુ તેને જરૂરની અને કઈ નહીં એ બધું જ તેની આંખ આગળ એકાકાર થઈ ગયું.

હાંક સાંભળી લલિતાએ ઉપર આવીને પહેલાં બારીની ફાટમાંથી જોયું. તેના શેખરદા ભોંય પર એકી ટશે નીચું જોઈને સ્થિર બેઠા હતા. તેના મુખ ઉપર આવો ભાવ પહેલાં કદી તેણે જોયો નહોતો. લલિતાને નવાઈ લાગી, બીક લાગી. ધીરે ધીરે પાસે જઈ ને ઉભા રહેતાં જ શેખર, "આવ" કહીને ગભરાટમાં ઊભો થયો.

લલિતાએ ધીમે ધીમે પૂછ્યું,—"મને બોલાવી હતી?"

"હા" કહીને શેખર થોડી વાર સ્થિર રહીને બોલ્યો,—"કાલે સવારની ગાડીમાં જ હું માને લઈને પશ્ચિમ તરફ જાઉં છું–પાછા આવતાં કદાચ વિલંબ થશે. આ ચાવી લે; તારા ખરચના રૂપિયા પેલા ખાનામાં છે."

દર વખતે લલિતા પણ સાથે જતી. ગઈ વખતે આ જ પ્રસંગે તે કેટલા આનંદથી સરસામાન ગોઠવી રહી હતી. હમણાં તે કામ શેખરદા એકલા કરે છે. ખુલ્લી ટ્રંક તરફ જોતાં જ આ બધું લલિતાને યાદ આવ્યું.

શેખર તેના તરફથી મોં ફેરવી લઈ જરા ખુંખારીને બોલ્યો,—"સાચવીને રહેજે—અને જો કાંઈ વધારે જોઈએ તો ભાઈ પાસેથી શિરનામું જાણી લઈને કાગળ લખજે."

ત્યાર પછી બન્નેય જણાં ચૂપ રહ્યાં. આ વખતે લલિતા સાથે આવવાની નથી એ વાત શેખર જાણી ગયો છે અને તેનું કારણ પણ વખતે સાંભળ્યું હશે એમ માનીને લલિતા લજ્જાથી સંકોચ પામવા લાગી. એકાએક શેખરે કહ્યું,–"ઠીક, હવે જા. મારે હજી આ સામાન ગોઠવીને બાંધવાનો છે. બપોર થઈ ગયા છે. આજે જરા ઑફિસમાં પણ જવું પડશે."

લલિતા ખુલ્લી ટ્રંક સામે ઘૂંટણીએ બેસી પડી અને બોલી,—"તમે નાહી લો, હું ગોઠવું છું."

"તો તો સારું." કહીને શેખર ચાવીનો ઝૂમખો લલિતાની પાસે નાખીને ઓરડા બહાર આવી એકાએક અટકીને ઊભો અને બોલ્યો, "મારે શેની શેની જરૂર પડશે તે ભૂલતી નહિ."

લલિતા માથું ઝુકાવી ટ્રંકમાંની વસ્તુઓ જોવા લાગી, જવાબ આપ્યો નહીં.

# પ્રકરણ ૬ ઠું

નીચે જઈ માને પૂછી જોતાં શેખરને જણાયું કે કાલીની બધી વાત સાચી હતી. ગુરુચરણ દેણું ચૂકવી ગયા છે એ વાત પણ ખરી છે અને લલિતાને માટે વર શોધવાનો ખૂબ પ્રયત્ન થાય છે એ પણ ખરું છે. તે વધુ કંઈ પૂછ્યા વિના નાહવા ચાલ્યો ગયો.

બેએક કલાક પછી નાહી, ખાઈ, પરવારીને ઑફિસમાં જવાનાં કપડાં પહેરવા પોતાના ઓરડામાં જતાં તે સાચે જ અવાક્ થઈ ગયો !

આ બે કલાક લલિતાએ કશું જ કર્યું નહોતું; ટ્રંકનાં સપાટ ઢાંકણ ઉપર માથું મૂકીને તે ચુપચુપ બેઠી હતી. શેખરનાં પગલાંના અવાજથી ચમકીને મુખ ઊંચું કરી તરત જ પાછું નમાવી દીધું, તેની બન્ને આંખો લાલચોળ થઈ ગઈ હતી.

પરંતુ શેખરે આંખ આડા કાન કર્યા. ઑફિસનાં કપડાં પહેરતાં સહજ ભાવે તે બોલ્યો,–“ હમણાં તારાથી નહીં થાય, લલિતા; બપોરે આવીને ગોઠવી રાખજે. ” કહીને તૈયાર થઇને ઑફિસે ચાલ્યો ગયો. તે લલિતાની રાતી આંખોનું કારણ બરાબર સમજતો હતો, પરંતુ બધી બાજુનો બરાબર વિચાર કર્યા પહેલાં કંઈ પણ બોલવાની તે હિંમત કરી શક્યો નહીં.

તે દિવસે બપોર પછી મામાને ચા આપવા આવતાં જ લલિતા એકાએક જડ જેવી થઈ ગઈ. આજે શેખર બેઠો હતો. તે ગુરુચરણ બાબુ પાસે વિદાય લેવા આવ્યો હતો.

લલિતાએ નીચું માથું રાખી બે વાડકી ચા તૈયાર કરી, ગિરીન અને તેના મામાની સામે મૂકી કે તરત જ ગિરીન બોલ્યા, “ શેખરબાબુને ચા ન આપી, લલિતા ! ”

લલિતાએ ઊંચું જોયા વિના જ ધીમે ધીમે કહ્યું,–" શેખરદા ચા પીતા નથી."

ચાની વાડકી હાથમાં લઈને ગુરુચરણે વરની વાત ઉપાડી. છોકરો બી. એ. ભણે છે, વગેરે પુષ્કળ વખાણ કરીને છેવટે કહ્યું,—" તોપણ અમારા ગિરીનને પસંદ પડતો નથી. અવશ્ય, જો કે છોકરો દેખાવમાં એટલો સુંદર નથી, પરંતુ પુરુષ માણસનું રૂપ વળી શા કામમાં આવવાનું હતું! ગુણ હોય એટલે જ બસ છે."

ગમે તેમ કરીને લગ્ન થઈ જાય તો ગુરુચરણ નચિંત થાય.

શેખરની સાથે ગિરીનને હમણાં જ સાધારણ ઓળખાણ થઈ હતી. શેખરે તેના તરફ જોઈ જરા હસીને પૂછ્યું,— " ગિરીનબાબુને કેમ પસંદ ન પડયો? છોકરો ભણે છે, સ્થિતિ પણ સારી છે—એનું નામ જ સુપાત્ર!"

શેખરે પૂછયું ખરું, પણ તે બરાબર સમજતો હતો કે શા માટે એને પસંદ પડતો નથી અને શા કારણથી ભવિષ્યમાં પણ પસંદ પડશે નહીં; પરંતુ ગિરીન આ પ્રશ્નનો એકાએક ઉત્તર આપી શકયો નહીં. તેના મોં પર જરા લાલી છવાઈ ગઈ. શેખરે તે પણ જોઈ અને તે ઊઠી ઊભો થઈને બોલ્યો, "કાકા, કાલે માને લઈને પશ્ચિમમાં જાઉં છું. બરાબર વખતસર ખબર આપવાનું ભુલી જશો નહીં."

ગુરુચરણે કહ્યું—" એ શું બાપુ, તમે જ તો અમારાં સર્વસ્વ છો. વળી લલિતાની માની હાજરી વિના કંઈ જ કામ થઈ શકવાનું નથી, કેમ લલિતા?" એમ કહી હસતે મોંએ નજર ફેરવી બોલ્યા,—" તે ઊઠી ક્યારે ગઈ?"

પ્ર ક ર ણ ૬ ઠું

શેખરે કહ્યું,—"વાત નીકળતાં જ નાસી ગઈ હતી."

ગુરુચરણ ગંભીર થઈને બોલ્યા,—"નાસે નહીં તો શું કરે? સમજણી થઈ છે ને?" કહીને એકાએક એક ક્ષુદ્ર નિશ્વાસ નાખીને બોલ્યા,—"મા મારી–એક સાથે જ જાણે લક્ષ્મી અને સરસ્વતી! એવી છોકરી તો મોટું ભાગ્ય હોય તો જ મળે શેખરનાથ!" આ બોલતાં જ તેના સૂકાયેલા મુખ ઉપર ગભીર સ્નેહની એવી એક છાયા પડી કે ગિરીન અને શેખર બંને આંતરિક શ્રદ્ધા સાથે તેમને મનમાં ને મનમાં નમસ્કાર કર્યા વિના રહી શક્યા નહીં.

*

## પ્ર ક ર ણ ૭ મું

ચાની મજલીસમાંથી ચુપચુપ નાસી આવી લલિતા શેખરના ઓરડામાં દાખલ થઈને ઉજ્જવલ ગેસના પ્રકાશમાં એક ટ્રંક ખેંચી લાવીને શેખરના ગરમ કપડાં ઘડી કરીને ગોઠવતી હતી. શેખરને આવતો જોઈને ઊંચી નજર કરી તેના મોં સામું જોતાં જ તે વિસ્મય પામી અવાક્ થઈ ગઈ!

મુકદ્દમામાં સર્વસ્વ હારી જતાં માણસ એવું મોં કરીને અદાલતમાંથી બહાર આવે છે કે સવારે જ જેણે તેને જોયો હોય તે પણ બપોરે તેને ઓળખી ન શકે—આ એક જ કલાકમાં લલિતા પણ તેવી જ રીતે શેખરને જાણે બરાબર ઓળખી ન શકી. તેના મોં પર જાણે સર્વસ્વ હારી જવાની છાપ ધગાવીને મારવામાં આવી હતી. શેખરે શુષ્ક કંઠે પૂછ્યું,—"શું ચાલે છે, લલિતા?"

લલિતા આ પ્રશ્નનો જવાબ આપ્યા વિના પાસે આવી બંને હાથે તેનો એક હાથ પકડી ખોખરે અવાજે બોલી,—"શું થયું છે, શેખરદા?"

"શું, કંઈ જ થયું નથી." કહીને શેખર પ્રયત્નપૂર્વક

જરા હસ્યો. લલિતાના કરસ્પર્શથી તેના મોં પર જરા સજી-
વતા આવી. તેણે પાસેની જ ખુરશી ઉપર બેસી જઈ એનો
એ જ સવાલ પૂછયો,—" તું શું કરે છે?"

લલિતાએ કહ્યું–" જાડો ઓવરકોટ સાથે આપવો ભૂલી
ગઈ હતી, તે આપવા જ આવી છું." શેખર સાંભળવા લાગ્યો.
લલિતા એટલામાં જરા સ્વસ્થ થઈને બોલવા લાગી,–"ગઈ
વખતે ગાડીમાં તમને ટાઢથી બહુ કષ્ટ થયું હતું, મોટા કોટ
તો ઘણા હતા, પણ ખૂબ જાડો એક પણ હતો નહીં, તેથી
પાછાં આવ્યા પછી તરત જ દુકાને માપ આપીને આ તૈયાર
કરાવ્યો હતો." એમ કહીને તેણે એક ખૂબ ભારી ઓવરકોટ
ઊંચકી આણીને શેખરની પાસે મૂકયો.

શેખરે હાથમાં લઈ તપાસી જોઈને કહ્યું,–" મને તો કહ્યું
પણ નહીં?"

લલિતાએ હસીને કહ્યું,–" તમે તો શોખીન માણસ, એટલે
તમને કહીએ તો કંઈ આવો જાડો કોટ તૈયાર કરાવવા દેવાના
હતા? આથી જ કહ્યું ન હતું; તૈયાર કરાવીને રાખી મૂકયો
હતો." એમ કહીને તેને જગ્યાએ મૂકીને બોલી,–"છેક ઉપર
જ છે, ટ્રંક ખોલતાં જ લેવાશે,–ટાઢ પડે કે પહેરવો ભૂલશો
નહીં."

"વારુ," કહીને શેખર અનિમેષ નયને થોડી વાર જોઈ રહી
એકાએક બોલી ઊઠયો, " ના, એમ બને જ નહીં."

"શું બને જ નહીં? પહેરશો નહીં?"

શેખર ઉતાવળો ઉતાવળો બોલી ઊઠયો,–"ના, ના, તે વાત
નહીં એ તો બીજી વાત છે. વારુ, લલિતા, મારો સામાન
તયાર થયો છે કે નહીં, તે જાણે છે?"

લલિતાએ કહ્યું,–"જાણું છું. બપોરે મેં જ બધું તૈયાર કરી આપ્યું હતું." એમ કહીને તે ફરી એકવાર બધો સામાન બરાબર તપાસીને ચાવી દેવા લાગી.

શેખરે થોડીવાર મૂંગા રહીને તેના તરફ જોઈને મૃદુ કંઠે પૂછ્યું,–"અરે લલિતા, આવતે વર્ષે મારું શું થશે, કંઈ કહી શકે છે?"

લલિતાએ ઊંચું જોઈને કહ્યું,–"કેમ?"

"કેમ તે તો હું જ જાણું છું" બોલી પડીને પોતાની વાતને દાબી દેવાને માટે શુષ્ક મુખ ઉપર પ્રફુલ્લતાને ખેંચી લાવીને બોલ્યો," પરંતુ પારકાને ઘરે જવા પહેલાં તું કઈ વસ્તુ ક્યાં છે, ક્યાં નથી તે મને બતાવી જજે–નહીં તો જરૂરની વખતે કશું જ શોધ્યું જડશે નહીં."

લલિતા રીસ કરીને બોલી,–"જાવ–"

શેખર આટલે વખતે હસ્યો, બોલ્યો,–'જાવ' તો જાણ્યું. પણ સાચે જ મારું થશે શું? મારે શોખ તો કરવો છે સોળે સોળ આના; પરંતુ એક કોડીની પણ શક્તિ નથી. આ બધું કામ ચાકરો મારફત પણ થાય એવું નથી–અત્યારથી જ મને લાગે છે કે તારા મામાના જેવા થવું પડશે–એક વસ્ત્ર અને એક ચાદર લઈને–જે થાય તે ખરું."

લલિતા ચાવીનો ઝૂમખો ટેબલ ઉપર ફેંકી દઈને દોડતી નાસી ગઈ.

શેખરે બૂમ પાડીને કહ્યું,—"કાલે સવારે જરા આવજે."

લલિતાએ જાણે સાંભળ્યું જ નહીં, ઉતાવળે પગલે દાદર ઊતરીને બીજે માળે ગઈ. ઘેરે જઈને જોયું તો અગાશીના

એક ખૂણામાં ચાંદનીમાં બેસીને આન્નાકાલી ફૂલનો ઢગ લઈને માળા ગૂંથતી હતી. લલિતા તેની પાસે જઈને બેઠી અને બોલી,–" ટાઢમાં બેસીને શું કરે છે રે કાલી ?"

કાલીએ ઊંચું જોયા વિના જ કહ્યું,–"માળા ગૂંથું છું. આજ રાતના મારી છોકરીનાં લગ્ન છે."

"અરે, મને તો કહ્યું જ નહીં ?"

"નક્કી નહોતું, મોટી બહેન. હમણાં જ બાપુજીએ ટીપણામાં જોઈને કહ્યું કે આજની રાત વિના આ મહિનામાં બીજો એકકે દિવસ સારો નથી. છોકરી મોટી થઈ ગઈ છે, હવે વધુ રાખી શકાય એમ નથી. જેમ તેમ કરીને વિદાય કરું છું. મોટી બહેન, બે રૂપિયા આપોને, ખાવાનું મંગાવીએ."

લલિતા હસીને બોલી,–"રૂપિયાની વખતે જ મોટી બહેન. જા, મારાં ઓશિકાં તળે છે, લઈ જા. અરે, કાલી, આ ગલ ગોટાનાં ફૂલે તે લગ્ન થાય ?"

કાલી ગંભીર ભાવે બોલી,—" થાય. બીજાં ફૂલ ન મળે ત્યારે થાય. મેં કેટલી ય છોકરીઓ પરણાવી છે, મોટી બહેન ! હું બધું જાણું છું." એમ કહીને ખાવાનું મંગાવવાને માટે નીચે ઊતરી ગઈ.

લલિતા ત્યાં બેસીને માળા ગૂંથવા લાગી.

થોડી વાર પછી કાલી પાછી આવીને બોલી,—"બીજાં બધાંને કહ્યું છે, માત્ર શેખરદાને કહેવાયું નથી—જાઉં, કહી આવું, નહીં તો તેમને ખોટું લાગશે." એમ કહીને તે ઘેર ચાલી ગઈ.

કાલી પૂરેપૂરી ગૃહિણી હતી. બધાં જ કામકાજ તે બરા-

બર રીતે કરતી. શેખરદાદાને ખબર આપી આવી તે બોલી,–
"તેમણે એક માળા માગી છે. જાઓ ને મોટી બહેન, જલદીથી આપી આવો ને. હું તેટલામાં અહીંનો બંદોબસ્ત કરું છું—મુહૂર્ત શરૂ થઈ ગયું છે, હવે વખત નથી."

લલિતાએ માથું હલાવીને કહ્યું,—"મારાથી ન બને, કાલી, તું જ જઈને આપી આવ."

"વારુ, જાઉં છું. આ મોટી માળા આપો." કહીને તેણે હાથ લંબાવ્યો.

લલિલાએ આપતાં આપતાં કંઈ વિચાર કરીને કહ્યું,—
"વારુ, હું જ આપી આવું છું."

કાલીએ ગંભીર ભાવે કહ્યું,—"તો તો જાઓ મોટી બહેન: મારે બહુ કામ છે–મરવાની યે ફુરસદ નથી."

તેના મોંનો ભાવ અને બોલવાની રીત જોઈને લલિતા હસી પડી. "બિલકુલ ઘરડી ડોસી જ" કહીને હસતી હસતી માળા લઈને ચાલી ગઈ. બારણાં પાસે આવીને જોયું તો શેખર કાગળ લખતો હતો. બારણું ખોલીને પાછળ આવીને ઊભી, તોપણ શેખરે જાણ્યું નહીં. ત્યારે થોડી વાર ચૂપ રહીને, તેને ચમકાવવાને માટે તે માળા સાવધાનપણે શેખરના માથા પરથી ગળામાં પહેરાવી દઈ ખુરશી પાછળ બેસી ગઈ.

શેખર પહેલાં તો ચમકી ઊઠીને બોલ્યો,—"એ...કાલી!" બીજી જ ક્ષણે મોં ફેરવીને જોતાં તદ્દન ગંભીર થઈને બોલ્યો,
—"આ શું કર્યું, લલિતા!"

લલિતા ઊઠી ઊભી થઈ અને શેખરના મુખના ભાવથી જરા શંકિત થઈને બોલી,–"કેમ શું છે?"

## પ્રકરણ ૭ મું

શેખર પૂર્ણપણે ગંભીરતા જાળવી રાખીને બોલ્યો,—"જાણતી નથી, શું તે? કાલીને પૂછી આવ, આજે રાતના ગળામાં માળા પહેરાવવાથી શું થાય તે!"

હવે લલિતા સમજી. પલકારામાં તેનું મોં અત્યંત લજ્જાથી લાલ થઈ ગયું. "તે નહીં—કદી નહીં,—કદી નહીં—" બોલતી દોડતી તે ઓરડામાંથી ચાલી ગઈ.

શેખરે હાંક મારીને કહ્યું,–"જતી નહીં, લલિતા, વાત સાંભળી જા–ખાસ કામ છે–"

શેખરની હાંક તેના કાને પહોંચી ખરી, પરંતુ સાંભળે જ કોણ? કોઈ પણ જગ્યાએ તે થોભી શકી નહીં. દોડતી આવીને પોતાના ઓરડામાં દાખલ થઈ અને એકદમ આંખ મીંચીને બિછાનામાં સૂઈ ગઈ.

આ પાંચ છ વરસથી તે શેખરના ગાઢ સંબંધમાં રહીને ઊછરી હતી, પરંતુ કોઈ પણ દિવસ આવાં વચન સાંભળ્યાં ન હતાં. એક તો ગંભીર પ્રકૃતિનો શેખર કદી પણ તેની મશ્કરી કરતો જ નહીં, અને કરે તો તોપણ આવી શરમાવનારી મશ્કરી તેના મોંમાંથી નીકળી શકે એવી તેને કલ્પના પણ ન હતી. લજ્જાથી સંકોચ પામીને પંદર વીસ મિનિટ સુધી પડી રહીને તે ઊઠી બેઠી થઈ. વળી શેખરથી તે મનમાં ને મનમાં બીતી હતી. ખાસ કામ છે એમ કહીને તેણે બોલાવી હતી તેથી જવું કે નહીં એનો જ વિચાર લલિતા બેઠી થઈને કરતી હતી. તે ઘરની દાસીનો અવાજ સંભળાયો,–"લલિતા દીદી ક્યાં છે? છોટાબાબુ જરા બોલાવે છે—"

લલિતા બહાર આવીને મૃદુ સ્વરે બોલી, "આવું છું, તું

જા." ઉપર આવીને બારણાની વચાળમાંથી જોયું તો શેખર ત્યારે પણ કાગળ લખતો હતો. થોડા વખત ચૂપ રહીને ધીમે ધીમે બોલી,—"કેમ ?"

શેખર લખતાં લખતાં બોલ્યો,—"પાસે આવ, કહું છું."

"ના, અહીંથી જ કહો."

શેખર મનમાં ને મનમાં હસીને બોલ્યો, "એકાએક આ શું કરી બેઠી, કહે તો વારુ ?"

લલિતા રીસ કરીને બોલી,–"જાવ–પાછા ?"

શેખર મોં ફેરવીને બોલ્યો, "મારો શો વાંક ! તું જ તો કરી ગઈ–"

"કંઈ કર્યું નથી-તમે તે પાછી આપી દો."

શેખરે કહ્યું,–"તેટલા માટે જ તો બોલાવી મંગાવી; લલિતા, પાસે આવ. પાછી આપું છું. તું અર્ધું કરી ગઈ છે, આમ આવ, હું તે પૂરું કરી દઉં."

લલિતા બારણા પાછળ થોડી વાર મૂંગી ઊભી રહીને બોલી,– "ખરું કહું છું તમને, આવી મશ્કરી કરશો તો ફરી કોઈ દિવસ તમારી પાસે આવીશ નહીં—કહું છું કે તે પાછી આપી દો."

શેખરે ટેબલ તરફ મો ફેરવીને કલમ ઉપાડીને કહ્યું,— "લઇ જા."

"તમે અહીંથી ફેંકી દો."

શેખરે માથું ધુણાવી કહ્યું,–"પાસે નહીં આવે તો મળવાની નથી."

"તો મારે જોઈતી પણ નથી." કહીને લલિતા રીસ કરીને ચાલી ગઇ.

શેખર મોટે અવાજે બોલ્યો, "પણ અર્ધું તો થયું છે–"

## પ્ર ક ર ણ ૭ મું

"છો થયું" કહીને લલિતા ખરેખર જ રીસ કરીને ચાલી ગઈ.

તે ચાલી ગઈ ખરી, પણ નીચે ન ગઈ. પૂર્વ તરફની ખુલ્લી અગાશીના એકાન્ત ભાગમાં જઈને કઠેરો ઝાલીને ચૂપ થઈને ઊભી રહી. તે વખતે સામે આકાશમાં ચંદ્ર ઊગ્યો હતો. શિયાળાની ફિક્કી ચાંદનીમાં ચારે દિશાઓ તરતી હતી. ઉપર સ્વચ્છ, નિર્મળ, નીલ આકાશ હતું. તે શેખરના ઓરડા તરફ જરા દૃષ્ટિ કરીને ઊંચે જોઈ રહી.

આ વખતે તેની આંખો બળવા લાગી, અને લજ્જા અને અભિમાનથી તેમાં પાણી ભરાઈ આવ્યાં. તે કંઈ એટલી નાની નહોતી કે આ બધાં વચનોનું તાત્પર્ય પૂરેપૂરું ન સમજી શકે. ત્યારે શા માટે તેની આવી મર્મભેદક મશ્કરી કરી! તે કેટલી તુચ્છ કેટલી નીચ છે તે સમજવા જેટલી હવે તેની ઉમ્મર થઈ છે. તે બરાબર જાણે છે કે તે અનાથ અને લાચાર હોવાથી તેને સહુ કોઈ લાડ લડાવે છે.–શેખર પણ લાડ લડાવે છે, તેની મા પણ તેમ જ કરે છે. તેનું પોતાનું કોઈ નથી, કોઈના જ ઉપર તેની સંભાળ રાખવાનો ખરેખરો ભાર નથી, એટલા માટે જ તો ગિરીન્દ્ર બિલકુલ પારકો હોવા છતાં તેનો ઉદ્ધાર કરવાની વાત ઉપાડી શકયો છે.

લલિતા આંખ મીંચીને મનમાં મનમાં બોલી,—"આ કલકત્તાના સમાજમાં મામાની સ્થિતિ તો શેખરના ઘરની સ્થિતિ કરતાં કેટલીય નીચી છે. અને તે વળી મામાને આશરે પડેલી–જાણે ગાયના ગળામાં ડણું. આ તરફ સરખી સ્થિતિ વાળે ઘેરે શેખરના વિવાહ થવાની વાત ચાલે છે. બે દિવસ વહેલું કે મોડું, પણ ત્યાં જ નક્કી થઈ જશે. આ લગ્નને માટે

નવીનરાય કેટલા રૂપિયા લેશે તે બધી વાત પણ મેં શેખરની મા પાસેથી સાંભળી છે.”

ત્યારે શા માટે એકાએક આજ આવી રીતે શેખરદા તેનું અપમાન કરી બેઠા ! લલિતા શૂન્ય દૃષ્ટિએ સામે જોઇ ને આ બધી બાબતોનો વિચાર કરવામાં મગ્ન હતી. એકાએક મોં ફેરવીને જુએ છે તો શેખર મૂંગો મૂંગો હસે છે. આ પહેલાં જ જે રીતે માળા તેણે શેખરનાં ગળામાં પહેરાવી દીધી હતી તે જ રીતે તે જ માળા તેના પોતાના જ ગળામાં પાછી આવી હતી. રૂદનથી તેનો કંઠ રૂંધાઈ જવા આવ્યો હતો, તો પણ તે જોર કરીને થરડાયેલે સ્વરે બોલી,–“ શા માટે આમ કર્યું ? ”

“ તેં શા માટે કર્યું હતું ? ”

“ મેં કશું કર્યું નથી ” બોલીને તેણે માળાને આંચકો મારી તોડી નાખવા માટે હાથ મૂકયો, પણ તરત જ શેખરની આંખ તરફ જોઈને અટકી ગઈ. માળા તોડવાની તેની હવે હિંમત ચાલી નહીં, પરંતુ રડી પડીને બોલી,–“ મારૂં કોઈ નથી, તેથી જ તો તમે આમ મારૂં અપમાન કરો છો ! ”

શેખર અત્યાર સુધી મંદમંદ હસતો હતો, લલિતાનાં વચન સાંભળી અવાક્ થઈ ગયો. આ કાંઈ નાનાં છોકરાંની વાત નથી ! તેણે કહ્યું,—“ હું તારૂં અપમાન કરું છું કે તું મારું અપમાન કરે છે ? ”

લલિતા આંખ લૂછીને બીતી બીતી બોલી.—“ મેં કયારે અપમાન કર્યું ? ”

શેખર થોડી વાર સ્થિર રહીને સહજ ભાવે બોલ્યો,— “ જરા વિચાર કરશે તો તરત માલમ પડશે કે આજકાલ તારું કામ બહુ વધી ગયું હતું, લલિતા; મેં વિદેશ જવા પહેલાં તેને અટકાવી દીધું છે.” એમ કહીને તે ચૂપ રહ્યો.

## પ્ર ક ર ણ ૭ મું

લલિતાએ કંઈ જવાબ આપ્યો નહીં, નીચું જોઈને ઊભી રહી. પરિપૂર્ણ ચાંદનીમાં બન્ને જણાં સ્તબ્ધ થઈ રહ્યાં. માત્ર નીચેથી કાલીની છોકરીનાં લગ્નના શંખધ્વનિ વારે વારે સંભળાવા લાગ્યા.

થોડી વાર મૂંગા રહીને શેખરે કહ્યું,—"શરદીમાં બહુ ઊભી ન રહે, નીચે જા."

"જાઉં છું" કહીને લલિતા તેને પગે લાગી ઊઠી ઊભી થઈ અને તેણે ધીમે ધીમે પૂછ્યું,—"મારે શું કરવું તે કહેતા જાઓ."

શેખર હસ્યો. પહેલાં તો જરા આનાકાની કરી, પણ પછીથી બંને હાથ લંબાવીને તેને છાતી સરસી ખેંચી લઈ નમીને તેના અધરને ઓષ્ટનો સ્પર્શ કર્યો અને બોલ્યો,—"કંઈ કહેવાની જરૂર નથી. લલિતા, આજથી તું જાતે જ બધું સમજી શકશે."

લલિતાનું આખું શરીર રોમાંચિત થઈને કંપી ઊઠ્યું. તે ખસી જઈને બોલી,—"મેં ભૂલમાં તમારા ગળામાં માળા પહેરાવી દીધી એટલે જ શું તમે આમ કર્યું?"

શેખરે હસીને માથું ધુણાવી કહ્યું,—"ના. હું ઘણા દિવસથી વિચાર કરતો હતો, પરંતુ નક્કી કરી શકતો ન હતો. આજ નક્કી કર્યું, કારણ કે તારા વિના રહેવાય એમ નથી."

લલિતાએ કહ્યું,—"પરંતુ તમારા બાપુ સાંભળશે તો બહુ ગુસ્સે થશે. મા સાંભળશે તો દુઃખ પામશે—એમ ન બને. શે—"

"બાપુ સાંભળશે તો ગુસ્સે થશે એ વાત ખરી, પરંતુ મા બહુ ખુશી થશે. ગમે તેમ પણ થનાર હતું તે થઈ ગયું છે—હવે તું પણ ફેરવી શકવાની નથી, હું પણ ફેરવી શકવાનો નથી. જા નીચે જઈને માને પ્રણામ કર."

*

# પ્રકરણ ૮ મું

ત્રણેક મહિના પછી એક દિવસે ગુરુચરણ મ્લાન મુખે નવીનરાયને ત્યાં જઈને શેતરંજી પર જ બેસવાની તૈયારી કરતા હતા, એટલામાં તેઓએ બૂમ પાડીને મના કરી અને બોલ્યા,—" ના, ના, અહીં નહીં,–પેલી ખુરશી પર બેસ જઈને, મારાથી આ વખતે પાછું સ્નાન થાય એમ નથી–કેમ જાત તો છોડી ને !"

ગુરુચરણ દૂર એક ખુરશી ઉપર બેસી જઈ નીચું જોઈ રહ્યો. ચારેક દિવસ પહેલાં તે યથાવિધિ દીક્ષા ગ્રહણ કરીને બ્રાહ્મ થયો હતો. આજે તે વાત અનેક રંગોથી રંગાઈને પક્કા હિંદુ નવીનને કાને પહોંચી. નવીનની આંખોમાંથી તણખા ઊડવા લાગ્યા, પરંતુ ગુરુચરણ જેમનો તેમ નીચું જોઈને બેસી રહ્યો. તે કોઈને પણ પૂછ્યા વગર આ કામ કરી આવ્યો ત્યારથી જ ઘરમાં રડારોળ અને અશાંતિનો પાર રહ્યો ન હતો.

નવીન ફરીથી ક્રોધ કરી ઊઠયા,—" બોલ તો ખરો. ખરું કે નહીં ?"

ગુરુચરણ અશ્રુપૂર્ણ નેત્રે ઊંચું જોઈ બોલ્યો,—"જી, ખરું છે."

"શા માટે એવું કામ કર્યું? તારો પગાર તો આખો સાઠ રૂપિયા છે, તું—" ક્રોધથી નવીનરાયના મોંમાંથી વધુ શબ્દો નીકળી શકયા નહીં.

ગુરુચરણ આંખો લૂછી, રૂંધાયલો કંઠ સાફ કરી લઈને બોલ્યા,—"ભાન ન રહ્યું. ભાઈ, દુઃખના માર્યા ફાંસો ખાવો કે બ્રહ્મજ્ઞાની થવું, કશું જ નક્કી કરી ન શકયો. આખરે વિચાર કર્યો કે આપઘાત ન કરું અને બ્રહ્મજ્ઞાની થાઉં, એટલે બ્રહ્મજ્ઞાની જ થઈ ગયો."

નવીન રાડ પાડી બોલ્યા,—"બહુ સારું કર્યું. પોતાના ગળામાં ફાંસો નાખવાની શક્તિ નહીં એટલે સમાજના ગળામાં નાખ્યો—વારુ, જા. હવે અમારી આગળ કાળું મોં બતાવતો નહીં. હવે જેઓ મુખ્ય કારભારી થયા છે તેઓની સાથે જ રહેજે—છોકરીને ચમાર-મોચીને ઘેર આપજે—જા" કહીને વિદાય આપી તેઓ મો ફેરવીને બેઠા.

ગુરુચરણ આંખ લૂછતો લૂછતો બહાર ચાલ્યો ગયો.

નવીનને ગુસ્સામાં અને અભિમાનમાં પહેલાં તો શું કરવું તે સૂઝયું જ નહીં, ગુરૂચરણ બિલકુલ હાથમાંથી ગયો છે, અને પાછો જલદી મુઠીમાં આવવાનો સંભવ પણ નથી—આથી નિષ્ફળ સંતાપથી ધમપછાડ કરી હાલ તુરત માટે તો કનડવાનો બીજો કોઈ ઉપાય શોધ્યો ન જડવાથી તે જ દિવસે કડિયાને બોલાવીને ઝરૂખાનો જવા આવવાનો રસ્તો બંધ કરાવી એક મોટી ભીંત ઊભી કરાવી દીધી.

આ ખબર બહુ દૂર પ્રવાસમાં શેખરને મોંયે સાંભળીને ભુવનેશ્વરી રડી પડયાં. "શેખર, આ બુદ્ધિ કોણે સુઝાડી તેમને?"

બુદ્ધિ કોણે સુઝાડી હતી તેનું શેખરે નક્કી અનુમાન કર્યું હતું. તે કશો ઉલ્લેખ કર્યા વિના બોલ્યો,—"પણ મા, બે દિવસ પછી તમે જ તો તેમનાં હુક્કો પાણી બંધ કરત, આટલી બધી છોકરીઓનાં લગ્ન તેઓ કેવી રીતે કરત તે મને તો કાંઈ સૂઝતું નથી."

ભુવનેશ્વરીએ માથું હલાવી કહ્યું —"કંઈ અટકી નથી રહેતું, શેખર. અને તે માટે જ જો આગળથી જાત છોડવી પડતી હોત તો તો ઘણાને છોડવી પડત. ભગવાન જેઓને સંસારમાં મોકલે છે તેનો ભાર પોતે જ લઈ લે છે." શેખર ચૂપ રહ્યો. ભુવનેશ્વરી આંખ લૂછીને બોલ્યાં,—"મારી લલિ-તાને જો સાથે લાવત તો ગમે તે કંઈ રસ્તો મારે જ કરી આપવો પડત, અને કરી પણ આપત. મને કાંઈ ખબર હતી કે ગુરુચરણે આટલા માટે નહોતી મોકલી? મેં તો ધાર્યું હતું કે સાચે જ તેનાં લગ્નનો સંબંધ બંધાય છે."

શેખર માનાં મો તરફ જોઈને જરા લજ્જાથી બોલ્યો,—"સારું તો મા, હવે ઘેર જઈને તેમ શા માટે ન કરો! તે તો કંઈ બ્રાહ્મ થઈ નથી—તેના મામા થયા છે, અને તેઓ પણ કંઈ તેના ખરેખરા પોતાના માણસ નથી—લલિતાનું કોઈ નહીં એટલે જ તે તેમને ઘેર ઊછરી."

ભુવનેશ્વરીએ વિચાર કરીને કહ્યું,—"તે ખરું, પણ તારા બાપુ જુદી જ જાતના માણસ છે—તેઓ કેમે કર્યા માનશે નહીં, કદાચ તેઓને મળવા સુદ્ધાં દેશે નહીં."

શેખરના પોતાના મનમાં પણ આ શંકા હતી. તે કંઈ બોલ્યા વિના ચાલ્યો ગયો.

આ પછી એક મિનિટ પણ વિદેશમાં રહેવાની તેની ઇચ્છા રહી નહીં. બે ત્રણ દિવસ સુધી ચિંતામાં અપ્રસન્ન મુખે આમ તેમ ફરીને એક દિવસ સાંજને વખતે આવીને બોલ્યો,—"હવે ગમતું નથી, મા, ચાલો ઘેર જઈએ."

ભુવનેશ્વરી તરત જ સંમત થઈને બોલ્યાં, "તો ચાલ શેખર, મને પણ કંઈ ગમતું નથી."

ઘેર આવીને માતા પુત્ર બન્નેએ જ જોયું કે ઝરૂખામાંનો પેલો જવા આવવાનો રસ્તો રોકીને ભીંત ઊભી છે. ગુરુચરણની સાથે હવે કોઈ પણ જાતનો સંબંધ રાખવો, એટલું જ નહીં પણ મોઢાની ઓળખાણ રાખવી એવો પણ નવીન બાબુનો અભિપ્રાય ન હતો એ વાત કોઈને પણ પૂછ્યા વિના યે બંને સમજી શક્યાં.

રાત્રે શેખર ખાવા બેઠો હતો તે વખતે મા હાજર હતાં. થોડી વાત પછી તેમણે કહ્યું—"ગિરીન બાબુની સાથે જ લલિતાનાં લગ્નની વાત ચાલે છે; હું તો તે પહેલેથી જ સમજી ગઈ હતી."

શેખરે ઊંચું જોયા વિના જ પૂછ્યું,—"કોણે કહ્યું?"

"તેની મામીએ. બપોરે તારા બાપુ ઊંઘી ગયા પછી હું જાતે જ મળી આવી છું. ત્યારથી વહુ યે રડી રડીને આંખ ફુલાવી મૂકી છે." થોડી વાર રહી તેમણે પોતાની આંખો પાલવે લૂછી નાખી કહ્યું,—"નસીબ, શેખર નસીબ. આ છઠ્ઠીના લેખ કોઈ ફેરવી શકતું નથી. દોષ પણ કોને દઈએ વારુ! ગમે તેમ

પણ ગિરીન છોકરો સારો છે, સંપત્તિ પણ છે; લલિતાને દુ:ખ નહીં પડે." કહીને ચૂપ થયાં.

જવાબમાં શેખરે કંઈ જ કહ્યું નહીં--નીચું જોઈને ખાવાનું હતું તેને હાથ વતી આમ તેમ કરવા લાગ્યો. થોડી વારે મા ઊઠી ગયાં, એટલે તે પણ ઊઠીને હાથ મો ધોઈને બિછાનામાં સૂઈ ગયો.

બીજે દિવસે સાંજ પછી જરા ફરી આવવા માટે તે બહાર નીકળ્યો હતો. તે વખતે ગુરુચરણને ત્યાં રોજની ચાપાણીની સભા બેઠી હતી અને સંપૂર્ણ ઉત્સાહથી હાસ્ય અને વાત ચાલતાં હતાં. ત્યાંનો કોલાહલ શેખરને કાને જતાં જ તેણે જરા સ્થિર થઈ કંઈ વિચાર કરી લીધો અને ત્યાર પછી ધીરે ધીરે ઘરમાં જઈ તે શબ્દનું અનુસરણ કરી, સભાવાળા ઓરડામાં આવી ઊભો. તરત જ કલરવ થંભી ગયો અને તેના મોં તરફ જોતાં જ સહુના મુખનો ભાવ બદલાઈ ગયો.

શેખર પાછો આવ્યો છે એ વાત લલિતા સિવાય કોઈ જાણતું ન હતું. આજે ગિરીન્દ્ર અને બીજા પણ એક ભદ્ર લોક આવ્યા હતા. તેઓ આશ્ચર્ય પામીને શેખર તરફ જોઈ રહ્યા અને ગિરીન મોં અત્યંત ગંભીર કરીને દિવાલ તરફ જોઈ રહ્યો. સહુથી વધુ શોર કરતા હતા ગુરૂચરણ પોતે; તેમનું મોં ફિક્કું પડી ગયું. તેમના હાથ પાસે બેસીને લલિતા તે વખતે ત્યારે પણ ચા તૈયાર કરતી હતી. તેણે જરા ઊંચું જોઈને વળી નીચું જોયું.

શેખરે પાસે આવીને ગાદી ઉપર માથું મૂકી પ્રણામ કર્યા અને એક બાજુએ બેસી અપરિચિત યુવકના મોં તરફ જોયું.

ગુરુચરણે આ દરમ્યાન કંઈક સ્વસ્થતા મેળવી લીધી હતી. છોકરાની ઓળખાણ આપતાં બોલ્યા,—" એ અમારા ગિરીનના મિત્ર છે. એક જ ગામમાં રહે છે, સાથે જ ભણેલા, બહુ ભલા છે. શ્યામ બજારમાં રહે છે, તોપણ મારી સાથે ઓળખાણ થઈ ત્યારથી ઘણી વાર આવીને મળી જાય છે."

શેખર માથું હલાવી મનમાં બોલ્યો, "હા, બહુ સારા છે!" થોડી વાર ચૂપ રહી, તે બોલ્યો, "કાકા સહુ ઠીક છે ને?"

ગુરુચરણે જવાબ આપ્યો નહીં; નીચું જોઈ રહ્યા. શેખરે ઊઠવાની તૈયારી કરતાં જ એકાએક ગદ્‌ગદ્‌ કંઠે બોલી ઊઠ્યા —" કોઈ કોઈ વાર આવતો રહેજે ભાઈ, એકદમ છોડી ન દેતો. વાત બધી સાંભળી છે ને?"

"સાંભળી છે." કહીને અંદર ચાલ્યો ગયો.

તે પછી તરત જ ઘરમાંથી ગૃહિણીના રુદનનો અવાજ આવ્યો. બહાર બેઠેલા ગુરુચરણ નીચે મોંએ ધોતિયાને છેડે પોતાની આંખમાંનાં આંસુ લૂછવા લાગ્યા, અને ગિરીન અપ-રાધીના જેવું મોં કરીને બારી તરફ જોતો ચૂપ થઈને બેસી રહ્યો. લલિતા પહેલેથી જ ઊઠી ગઈ હતી.

થોડી વાર પછી શેખર રસોડામાંથી નીકળીને ઓટલા પરથી બારણામાં ઊતરવા જતાં જુએ છે તો અંધારામાં બારણા પાછળ લલિતા ઊભી છે. તેણે જમીન પર પડીને પ્રણામ કર્યા અને ઊઠી ઊભી થઈ, છાતીની એકદમ પાસે ખસી આવીને ઊંચું જોઈ થોડી વાર મૂંગે મોઢે જાણે કશાકની આશામાં ઊભી રહી. ત્યાર પછી પાછળ હઠીને ધીમે ધીમે બોલી,—" મારા કાગળનો જવાબ કેમ નહોતો આપ્યો?"

“અરે, મને તો કાગળ મળ્યો નથી, શું લખ્યું હતું ?”

લલિતાએ કહ્યું,—“ઘણી વાત લખી હતી. જવા દો. બધું સાંભળ્યું છે ને ? હવે તમારો શો હુકમ છે, તે કહો.”

શેખર આશ્ચર્યપૂર્ણ અવાજે બોલ્યો, “મારો હુકમ ! મારો વળી હુકમ શો ?”

લલિતાએ શંકા સહિત તેના મોં તરફ જોઈને પૂછ્યું,— “કેમ ?”

“ત્યારે શું, લલિતા ! હું કોના ઉપર હુકમ કરવાનો હતો ?”

“મારા ઉપર ‘બીજા કોના ઉપર કરી શકવાના હતા ?’

“તારા ઉપર પણ કેમ કરી શકું ? અને કરું તો યે તું સાંભળે શાની ?” શેખરનો અવાજ ગંભીર અને સહેજ કરુણ હતો.

આ વખતે લલિતા મનમાં મનમાં અત્યંત ભય પામી. ફરી એક વાર પાસે ખસી આવી અને રડતી રડતી જેવી બોલી,—“જાઓ, આ વખતે મને મશ્કરી ગમતી નથી. પગે પડું, બોલો શું કરવું છે ? ભયથી મને તો રાતે ઊંઘ આવતી નથી.”

“ભય શાનો ?”

“વાહ ! ભય નહીં ? તમો પાસે નહીં, મા પાસે નહીં અને વચમાં મામા શુંનું શું કરી બેઠા—હવે મા જો મને સ્વીકારવા રાજી ન થાય તો ?”

શેખર થોડી વાર ચૂપ રહીને બોલ્યો,—“તે ખરું છે. મા હવે સ્વીકાર કરશે નહીં ! તારા મામાએ પારકા પાસે ઘણા

રૂપિયા લીધા છે, એ વાત તેમણે સાંભળી છે. તે ઉપરાંત હવે તમે બ્રાહ્મ અને અમે હિન્દુ."

આન્નાકાલીએ આ વખતે રસોડામાંથી હાંક મારી,—"મોટી બહેન, મા બોલાવે છે."

લલિતાએ ઘાંટો પાડીને કહ્યું,—"આવું છું." પછી અવાજ ધીમો કરીને બોલી,–"મામા ગમે તે હો, પણ જે તમે છો તે જ હું છું. મા જો તમને છોડી શકે એમ નથી તો મને પણ છોડવાનાં નથી. અને ગિરીન બાબુ પાસે રૂપિયા લીધાની વાત કરો છો—તો તે હું પાછા આપી દઈશ. અને દેવાના રૂપિયા છે એટલે બે દિવસ પહેલાં શું કે પછી શું આપવા તો પડશે જ."

શેખરે પૂછ્યું,—"એટલા બધા રૂપિયા લાવશે ક્યાંથી ?"

લલિતાએ શેખરના મોં તરફ એક વાર જોયું ને થોડી વાર ચૂપ રહી તે બોલી, "જાણતા નથી, બાઈ માણસ ક્યાંથી પૈસા લાવે છે તે ? હું પણ ત્યાંથી જ લાવીશ."

અત્યાર સુધી શેખર બહુ જ સંભાળી સંભાળીને વાત કરતો હતો, છતાં અંદર બળી રહ્યો હતો. આ વખતે મશ્કરી કરીને બોલ્યો, "પરંતુ તારા મામાએ તો તને વેચી નાખી છે !"

લલિતા અંધારામાં શેખરના મુખનો ભાવ જોઈ શકી નહીં. પરંતુ અવાજમાં થયેલો ફેરફાર પારખી ગઈ. તેણે દૃઢ સ્વરે જવાબ આપ્યો,—"એ બધી જુઠ્ઠી વાત છે. મારા મામાના જેવા માણસ આખી દુનિયામાં નથી. તેમની તમે મશ્કરી ન કરો. તેમનાં દુઃખ તમો કદાચ ન જાણતા હો, પણ આખું જગત તે જાણે છે." એમ કહીને ઘૂંટડો ગળીને જરા ખંચા-ઈને છેવટે બોલી,—"તે ઉપરાંત તેમણે રૂપિયા લીધા છે તે

મારાં લગ્ન પહેલાં લીધા છે. મને વેચવાનો અધિકાર પણ તેમને નથી, તેમ તેમણે વેચી પણ નથી. એ અધિકાર માત્ર તમને જ છે; તમે મરજીમાં આવે તો રૂપિયા આપવાની બીકે મને વેચી નાખી શકો ખરા!" એમ કહીને જવાબની રાહ જોયા વિના જ ઉતાવળે પગલે રસોડા તરફ ચાલી ગઈ.

## પ્રકરણ ૯ મું

તે રાત્રે બહુ વખત સુધી શેખર વિહ્વલની જેમ રસ્તે રસ્તે ભટકી રખડી હમણાં જ ઘેર આવીને વિચાર કરતો હતો કે પેલા દિવસની ટચુકડી લલિતા આટઆટલું બોલતાં કેવી રીતે શીખી ? તેના મોઢા ઉપર આમ બેશરમ વાતોડિયાની માફક આટલું બધું બોલી શી રીતે ?

આજે તેને લલિતાની વર્તણુકથી સાચે જ બહુ આશ્ચર્ય અને ક્રોધ ઉત્પન્ન થયાં હતાં, પરંતુ આ ક્રોધનું ખરું કારણ શું છે એનો જો તે શાંત થઈને વિચાર કરી જોત તો માલમ પડત કે ક્રોધ લલિતા ઉપર નથી, પણ પૂરેપૂરો તેના પોતા ઉપર જ છે.

લલિતાને છોડીને આ થોડા મહિનાની મુસાફરી દરમ્યાન તેણે પોતાની કલ્પના જાળમાં જ પોતાને બાંધી લીધો હતો. માત્ર કાલ્પનિક સુખ દુઃખ, લાભ ગેરલાભનો હિસાબ કરીને લલિતા પોતાના જીવનનો કેટલો અંશ છે, પોતાના ભાવિ સાથે કેવાં અચ્છેદ્ય બંધનથી બંધાયલી છે, તેના વિના જીવવું કેટલું કઠણ

છે, કેટલું દુઃખકર છે એનો જ તે વિચાર કર્યો કરતો. લલિતા નાનપણથી જ શેખરના કુટુંબમાં ભળી ગઈ હતી, તેથી જ તેને વિશેષ કરીને તેના કુટુંબની અંદર–બાપ, મા, ભાઇ, બહેન વચ્ચે લાવીને જોતો ન હતો. જોવાનો વિચાર સરખો કર્યો ન હતો. લલિતા કદાચ નહીં મળશે, અથવા પિતામાતા એ લગ્નમાં સંમતિ આપશે નહીં, અથવા તો તે બીજા કોઈની થશે–એ જ દિશામાં તેની ચિંતાનો પ્રવાહ વહેતો હતો, અને તેથી જ વિદેશ જવા પહેલાંની રાત્રે પ્રયત્નપૂર્વક માળા ગળામાં પહે-રાવી દઈ ને આ તરફના તૂટતા કિનારા પર તે બંધ બાંધી ગયો હતો.

મુસાફરીમાં ગુરુચરણે ધર્મ બદલ્યાની વાત સાંભળીને તે વ્યાકુળ થઈ રાત દિવસ એ જ ચિંતા કરતો હતો કે રખેને લલિતાને ખોઈ બેસવી પડે. સુખની હો કે દુઃખની હો, પણ ચિંતા–પ્રવાહની આ દિશા જ તેને પરિચિત હતી. આજનાં લલિતાનાં સ્પષ્ટ વચનોએ આ દિશા જોરપૂર્વક બંધ કરી દઈને તેનો ચિંતાપ્રવાહ એકદમ ઊલટો વહેવડાવ્યો. પહેલાં તેને ચિંતા હતી કે રખેને ન મળે, પણ હવે ચિંતા થવા લાગી કે રખેને ન છૂટે.

શ્યામ બજારમાં બંધાયલો સંબંધ તૂટી ગયો હતો. તે લોકો પણ આટલા બધા રૂપિયા આપતાં છેવટ સુધી પાછા હઠયા અને શેખરની માને પણ કન્યા મનગમતી ન લાગી. આથી આ બલામાંથી તો શેખર હાલ તુરત માટે મુક્તિ પામ્યો હતો ખરો, પરંતુ નવીન રાય દસ વીસ હજારની વાત ભૂલ્યા ન હતા, તેમ તે તરફના પ્રયત્નો પણ બંધ કર્યા ન હતા.

શેખર વિચાર કરતો હતો કે શું કરવું? પેલી રાત્રિનું તે કાર્ય આટલું બધું મોટું થઈ પડશે, લલિતા આમ નિઃસંશય-પણે માની લેશે કે તેનાં લગ્ન થઈ ગયાં છે અને હવે ધર્મ પ્રમાણે કોઈ પણ કારણસર તે ફરી શકે એમ નથી, એવું શેખરે ધાર્યું ન હતું. જો કે તે પોતે જ બોલ્યો હતો કે થવાનું થઈ ગયું છે, હવે તું પણ ફેરવી શકવાની નથી, હું પણ ફે-રવી શકવાનો નથી. પરંતુ આજ જેવી રીતે તે બધી બાબ-તનો વિચાર કરી જુએ છે, તેવી રીતે કરી જોવાની ત્યારે શક્તિ પણ હતી નહીં અને કદાચ વખત પણ ન હતો.

ત્યારે ચંદ્ર માથા ઉપર આવ્યો હતો, ચાંદનીમાં ચારે દિશાઓ તણાતી હતી, ગળામાં માળા ઝૂલતી હતી, પ્રિયત-માની ઊછળતી છાતીને પોતાની છાતી પર પ્રથમ વાર જ અનુભવવાનો મોહ હતો, અને પ્રણયીજનો જેને અધરસુધા કહે છે તેનું પાન કરવાનો અતિ તીવ્ર નિશો ચઢયો હતો. તે વખતે સ્વાર્થ અને સાંસારિક લાભાલાભનો વિચાર જ આવતો ન હતો. ધનલોભી પિતાની રુદ્ર મૂર્તિ નજર સામે ખડી થઈ ન હતી. ત્યારે તો એમ ધાર્યું હતું કે મા તો લલિતા પર સ્નેહ રાખે છે તો તેમને સંમત કરવાં એ કાંઇ ભારે કામ નથી, અને ભાઈ મારફત પિતાને પણ ગમે તે રીતે કોમલ બનાવી લઈ શકાશે અને કામ કદાચ ઠેઠ સુધી પાર ઊતરી જશે. તે સિવાય, ગુરુચરણે પણ તે વખતે પોતેજ જુદા થઈને તેની આશાનો માર્ગ પત્થરો વડે આમ બંધ કરી દીધો નહોતો. હવે તો વિધાતા પોતે મોં ફેરવીને બેઠી છે.

ખરું જોતાં શેખરને ચિંતા કરવાનું કશું હતું જ નહીં. તે બરાબર સમજી ગયો હતો કે પિતાને સંમત કરવાની વાત તો

દૂર રહી, પણ માતાને સંમત કરવાનું યે બને એમ નથી. એ વાત જ ઉચ્ચારી શકાય એમ નથી !

શેખર દીર્ઘ નિશ્વાસ નાખીને ફરી એક વાર અસ્ફુટપણે બોલ્યો કે કરવું શું ? તે લલિતાને બરાબર ઓળખતો હતો, તેને તેણે પોતાને હાથે જ ઉછેરી હતી. જેને એક વાર તે પોતાનો ધર્મ સમજી તેને કેમે કરી તે છોડવાની નહીં. તે જાણે છે કે તે શેખરની ધર્મપત્ની છે, અને તેથી જ આજે સાંજના અંધકારમાં સંકોચ વિના છાતી પાસે ખસી આવીને મુખની પાસે મુખ રાખીને આમ ઊભી હતી.

ગિરીનની સાથે લગ્નની વાત શરૂ થઈ છે—પરંતુ કોઈ તેને સંમત કરાવી શકવાનું નથી ! હવે તો તે કેમે કરી મૂંગી રહેશે નહીં ! હવે તો બધું જણાવી દેશે. શેખરનાં આંખ મોં તપી ગયાં. સાચે જ ! તે કાંઈ માત્ર માળા અદલબદલ કરીને જ અટક્યો ન હતો, તેને છાતી સરસી ખેંચી લઈને તેના મુખનું ચુંબન કર્યું હતું. લલિતાએ વાંધો લીધો ન હતો—એમાં દોષ ન હતો એટલે જ નહોતો લીધો. એ તેનો અધિકાર હતો માટે જ વાંધો નહોતો લીધો. હવે આ વર્તનનો જવાબ તે કોને શો આપશે ?

પિતામાતાની સંમતિ વિના લલિતાની સાથે લગ્ન થઈ શકે નહીં એ તો નક્કી જ છે, પરંતુ ગિરીનની સાથે લલિ-તાનાં લગ્ન ન થવાનું કારણ જણાયા પછી તે ઘરમાં કે બહાર શું મોં બતાવશે !

# પ્રકરણ ૧૦ મું

અસંભવિત છે એમ માનીને શેખરે લલિતાની આશા બિલકુલ છોડી દીધી હતી. પહેલાં થોડા દિવસ તે બહુ જ બીતો બીતો રહેતો હતો કે રખેને બધી વાત તે બહાર પાડી દે, રખેને એ બધાં માટે તેને લોકોને જવાબ આપવો પડે. પરંતુ કોઈએ તેની પાસે ખુલાસો માગ્યો નહીં. કશી વાત બહાર પડી ગઈ છે કે નહીં તે પણ સમજાયું નહીં, તેમ જ તે-ઘરથી આ-ઘરમાં કોઈએ આવજા પણ કરી નહીં. શેખરના ઓરડાના આગલા ભાગમાં જે ખુલ્લો ઝરૂખો હતો, તેમાં ઊભા રહીને લલિતાના ઘરનો આખો ઝરૂખો જોઈ શકાતો હતો. રખેને મેળાપ થઈ જાય એ બીકથી તે ઝરૂખામાં ભુલ્યાં ઊભો રહેતો નહીં. પરંતુ જ્યારે નિર્વિઘ્ને એક મહિનો વીતી ગયો ત્યારે તે નિશ્વાસ નાખી મનમાં ને મનમાં બોલ્યો કે—ગમે તેમ પણ સ્ત્રીજાતને લાજ શરમ હોય છે; આ બધી વાત તે બહાર પાડી જ ન શકે. તેણે સાંભળ્યું હતું કે તેઓનું હૃદય ફાટી જાય તો પણ મો ફાટવાનું

નહીં, એ વાતમાં તેને વિશ્વાસ બેઠો, અને સરજનહારે તેઓ-નામાં આ દુર્બલતા મૂકી હતી તેથી મનમાં ને મનમાં તેની બુદ્ધિની પ્રશંસા કરવા લાગ્યો. તોપણ શાંતિ કેમ વળતી નથી ? જ્યારથી તે સમજ્યો કે હવે ભય નથી, ત્યારથી જ એક અભૂતપૂર્વ વ્યથાથી તેનું સમસ્ત હૃદય કેમ ભરાઈ રહ્યું છે ? રહી રહીને હૃદયનો ઊંડામાં ઊંડો ભાગ પણ કેમ આમ વેદનાથી, આશંકાથી કંપી ઊઠે છે ? ત્યારે તો લલિતા કશી જ વાત કહેશે નહીં ? બીજા એક માણસના હાથમાં સોંપી દેવાના વખત સુધી મૂંગી રહેશે. તેનાં લગ્ન થઈ ગયાં છે, તે પોતાના સ્વામીને ત્યાં સંસાર માંડવા ચાલી ગઈ છે, એવો વિચાર સરખો આવતાંવેંત તેના અંતરમાં અને બહાર આમ ઝાળ જેવી કેમ ઊઠે છે ?

પહેલાં તે સાંજને વખતે બહાર ફરવા ન જતાં સામેના ખુલ્લા ઝરૂખામાં આંટા મારતો; હમણાં પણ તેમ જ કરવા લાગ્યો ; પરંતુ એક દિવસ પણ તે ઘરનું કોઈ પણ ઝરૂ-ખામાં જણાયું નહિ. માત્ર એક દિવસ આન્નાકાલી કંઈ કરવા આવી હતી, પરંતુ તેના તરફ નજર પડતાં જ આંખ નમાવી લીધી અને શેખર તેને બોલાવવી કે નહીં એ નક્કી કરે તે પહેલાં જ તે અદૃશ્ય થઈ ગઈ. શેખર મનમાં ને મનમાં સમજ્યો કે તેઓએ રસ્તો બંધ કરીને ભીંત ચણાવી હતી તેનો અર્થ આ ટચુકડી કાલી પણ જાણે છે.

બીજો પણ એક મહિનો વીતી ગયો.

એક દિવસ ભુવનેશ્વરી વાતમાં ને વાતમાં બોલ્યાં,—
" હમણાં તેં લલિતાને જોઈ છે, શેખર ?"

શેખર માથું ધુણાવી બોલ્યો,—“ ના. કેમ ?”

માએ કહ્યું,—“ લગભગ બે મહિના પછી કાલે તેને ઝરૂખામાં જોઈ એટલે બોલાવી—દીકરી મારી, જાણે બદલાઈ જ ગઈ છે. માંદી, મોં સુકાઈ ગયેલું, જાણે કેટલી યે ઉંમર ન થઈ ગઈ હોય. એવી તો ગંભીર કે તેને જોઈને તે ચૌદ વર્ષની છે એમ કોઈ કહી પણ ન શકે ” તેમની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. હાથ વતી તે લૂછી નાખીને ભારે અવાજે બોલ્યાં,–“પહેરવાનું લુગડું પણ મેલું અને પાલવ આગળથી થોડું સાંધેલું હતું; મેં પૂછ્યું,–“તારી પાસે લુગડું નથી, મા ?” “છે ” એમ કહ્યું તો ખરું, પણ મને વિશ્વાસ ન આવ્યો. કોઈ પણ દિવસ તેણે તેના મામાનું આપેલું વસ્ત્ર પહેર્યું નથી. હું જ આપતી; મેં પણ છ સાત મહિનાથી કશું આપ્યું નથી.” તેઓ વધુ બોલી શકયાં નહીં; પાલવ વડે આંખ લૂછવા લાગ્યાં—લલિતાને ખરેખર જ તેઓ પોતાની છોકરી માફક ચાહતાં હતાં.

શેખર બીજી જ દિશામાં જોઈને મૂંગો બેસી રહ્યો.

બહુ વારે પછી તે ફરીથી બોલ્યાં, “ મારા સિવાય કદી પણ તે કોઈ પાસે કશું માગી શકતી નથી. કવેળાએ ભૂખ લાગે તો ઘરમાં મોં ઉઘાડીને બોલી પણ શકતી નથી, ત્યારે પણ હું જ,–તે મારી પાસે પાસે જ વીંટળાતી ફરતી તેથી–તેનું મોં જોતાં જ જાણી જતી. મને એ વાત જ કયારની યાદ આવે છે, શેખર, કે તે મોં સુકવીને ફરે છે, પણ કોઈ સમજતું યે નથી અને પૂછતું યે નથી. મને તો તે ‘મા’ કહીને માત્ર બોલાવતી જ નથી, માની જેમ ચાહે પણ છે.”

માના તરફ નજર ફેરવવાની શેખરની હિંમત ચાલી નહી.

જે તરફ જોતો હતો તે તરફ જોઈને જ બોલ્યો,–"વારુ ત્યારે, મા; તેને શાની જરૂર છે તે બોલાવીને પૂછતાં કેમ નથી ?"

"તે લેશે કેમ ? એમણે જવા આવવાનો રસ્તો સુધ્ધાં બંધ કરી દીધો. હું યે આપવા શું મોં લઈને જાઉં ? દિયરજી દુ:ખના આવેગમાં સમજ્યા વિના એકાદ ભૂલ કરી બેઠા, તો આપણે તેને પોતાના ગણીને કંઈ પ્રાયશ્ચિત્ત બાયશ્ચિત કરાવીને ઢાંકી દેવાને બદલે તેને એકદમ પારકા બનાવી દીધા. બીજું એ પણ કહું છું કે એમની કનડગતથી જ તેમણે જ્ઞાતિનો ત્યાગ કર્યો છે. માત્ર તગાદો, જ્યારે હોય ત્યારે તગાદો–મનની ઘૃણા-થી માણસ બધું જ કરી શકે. અને હું તો કહું છું કે દિય-રજીએ સારું કર્યું છે. આ ગિરીન આપણા કરતાં તેમનો વધુ પોતાનો છે. તેની સાથે લલિતાનાં લગ્ન થઈ જશે તો છોકરી સુખી થશે, તે પણ કહી દઉં છું. કહે છે કે આવતા જ મહિ-નામાં થવાનાં છે."

એકાએક શેખરે મોં ફેરવીને પ્રશ્ન પૂછયો, "આવતે મહિને જ થવાનાં છે ?"

"એવું સંભળાય છે."

શેખરે બીજું કાંઈ પૂછયું નહીં.

મા થોડી વાર ચૂપ રહીને બોલ્યાં,–"લલિતાને મોઢે સાંભળ્યું કે તેના મામાનું શરીર પણ આજકાલ સારું રહેતું નથી. અને ન જ રહે વળી. એક તો તેમના પોતાના મનને સુખ નથી અને તેમાં વળી ઘરમાં રોજ રડારોળ. એક મિનિટ પણ તે ઘેર શાંતિ રહેતી નથી."

શેખર ચૂપ થઈને સાંભળતો હતો ; ચૂપ જ રહ્યો.

થોડી વાર પછી મા ઊઠી ગયાં એટલે તે બિછાનામાં જઈને સૂઈ ગયો–તે લલિતાનો વિચાર કરવા લાગ્યો.

આ ગલીમાં બે ગાડીઓ છૂટથી જઈ શકે એમ ન હતું. એક ગાડી એક તરફ બિલકુલ ખસી જઈને ન ઊભી રહે તો બીજી ગાડી જઈ શકે એમ ન હતું. દસેક દિવસ પછી શેખરની ઑફીસમાંથી આવતી ગાડી ગુરુચરણના ઘર આગળ રસ્તો બંધ હોવાથી અટકી. શેખર ઑફીસમાંથી આવતો હતો; ગાડીમાંથી ઊતરીને પૂછતાં જણાયું કે દાકતર આવ્યા છે.

તેણે થોડા દિવસ પહેલાં મા પાસેથી સાંભળ્યું હતું કે ગુરુચરણનું શરીર સારું નથી. તે યાદ આવતાં જ ઘેર ન જતાં સીધો ગુરુચરણના સૂવાના ઓરડામાં ગયો. તેમ જ હતું. ગુરુચરણ નિર્જીવની માફક બિછાનામાં પડ્યા હતા. એક તરફ લલિતા અને ગિરીન શુષ્કમુખે બેઠાં હતાં, સામે ખુરશી ઉપર બેસીને દાકતર રોગની પરીક્ષા કરતા હતા.

ગુરુચરણે અસ્ફુટ સ્વરે બેસવાને કહ્યું. લલિતા ઘૂમટો જરા વધુ ખેંચીને મોં ફેરવીને બેઠી.

દાક્તર મહોલ્લામાં રહેતા હતા એટલે શેખરને ઓળખતા હતા. રોગ તપાસીને દવાની વ્યવસ્થા કરી, તેને સાથે લઈને બહાર આવી બેઠા. ગિરીન પાછળ આવી રૂપિઆ આપી દાક્તરને વિદાય કરતો હતો ત્યારે તેમણે તેને ખાસ ચેતવણી આપી કે રોગ હજી પણ બહુ વધી ગયો નથી. અત્યારે હવાફેરની ખાસ જરૂર છે.

દાકતર ગયા પછી બન્ને જણુ ફરીથી ગુરુચરણુના ઓરડામાં આવીને ઊભા.

લલિતા ઈશારો કરી ગિરીનને એક તરફ બોલાવી લઈ, ધીમે ધીમે વાત કરવા લાગી. શેખર સામેની ખુરશી ઉપર બેઠો બેઠો સ્તબ્ધ બનીને ગુરુચરણુ તરફ જોઈ રહ્યો. તેઓ આ પહેલાં જ પેલી તરફ પાસું ફેરવી સૂતા હતા, એટલે શેખર પાછો આવ્યો એ તેઓ જાણી ન શક્યા.

થોડી વાર ચુપચાપ બેસી રહીને શેખર જ્યારે ઊઠી ગયો ત્યારે પણુ લલિતા અને ગિરીન ગુપચુપ વાતો કર્યા કરતાં હતાં; તેને કોઈએ બેસો ન કહ્યું, આવો ન કહ્યું, એક શબ્દ સરખો કોઈ યે બોલાવીને પૂછ્યો નહીં.

આજે તે બરાબર સમજી ગયો કે લલિતાએ તેને વિકટ બંધનમાંથી હમેશને માટે મુકત કર્યો છે—હવે તે નિર્ભયે છુટકારાનો દમ ખેંચી શકે—હવે શંકા રહી નથી, હવે લલિતા તેને જકડવાની નથી ! ઓરડામાં આવીને કપડાં ઉતારતાં ઉતારતાં હજાર વાર યાદ આવ્યું કે આજે તે પોતાની આંખે જોઈ આવ્યો છે કે ગિરીન જ તે ઘરનો મિત્ર છે, સહુની આશા અને ભરોસાનું પાત્ર અને લલિતાનો ભાવિ આશ્રય છે. તે પોતે કાંઈ નથો, આવી વિપત્તિને પ્રસંગે પણુ લલિતા તેની એક સલાહની પણુ અપેક્ષા રાખતી નથી.

તે એકાએક 'ઉફ્' બોલીને એક ગાદીવાળી આરામખુરશી ઉપર માથું નાખી બેસી પડયો. લલિતાએ તેને જોઇને લાજ કાઢીને મોં ફેરવી લીધું હતું. જાણે તદ્દન પારકો, અજાણ્યો જ ન હોય !

વળી તેની આંખ સામે જ ગિરીનને બાજુએ બોલાવી કેટ-કેટલી સલાહ લીધી ! અને એ જ માણસની દેખરેખ નીચે એક દિવસ તેને નાટક જોવા સુધ્ધાં જવા દીધી ન હતી.

હજી પણ એક વાર વિચાર કરવાનો પ્રયત્ન કર્યો. કદાચ તેણે તેઓના ગુપ્ત સંબંધની વાત સંભારીને જ લજ્જાથી આ પ્રમાણે આચરણ કર્યું હશે. પણ તે પણ કેમ સંભવે ? તેમ હોય તોપણ આવો ગંભીર પ્રસંગ આવ્યા છતાં, જરા પણ વાત તે આટલા દિવસ દરમ્યાન ગમે તે ચતુરાઈથી તેને પૂછવાનો પ્રયત્ન કેમ ન કરે ?

એકાએક બારણા બહાર માનો અવાજ સંભળાયો–તેઓ મોટેથી કહેતાં હતાં,–"કેમ, હાથમોં ધોયાં નથી કે ? સાંજ પડી ગઈ !"

શેખર ગભરાટમાં ઊઠી પડયો અને તેના મોં પર માની દૃષ્ટિ ન પડે એવી રીતે માથું ફેરવી રાખી ઉતાવળો ઉતાવળો નીચે ઊતરી ગયો.

હમણાં થોડા દિવસથી અનેક વાતો જાત જાતનાં રૂપો ધારણ કરીને તેના મનમાં ક્ષણે ક્ષણે આવજા કરી રહી છે. માત્ર એક જ વાતનો તે વિચાર કરતો ન હતો, કે ખરી રીતે વાંક કોનો છે ! એક પણ આશાજનક વાક્ય તેણે આજ સુધીમાં કહ્યું નથી, તેમ તેને બોલવાની તક પણ આપી નથી. પણ ઊલટું રખેને બહાર પડી જાય, રખેને તે કોઈ રીતે હક્ક જમાવી બેસે એ ભયથી જડ સરખો થઈ રહ્યો હતો. તોપણ બધો દોષ એક લલિતાને માથે નાખીને જ તે તેનો ન્યાય તોલવા બેસતો હતો અને પોતે ઈર્ષ્યા, ક્રોધ, અભિમાન અને

અપમાનથી બળી મરતો હતો. આવી રીતે જ જગતના બધા પુરુષો ન્યાય તોળતા હશે, અને આવી રીતે જ બળી મરતા હશે!

બળી બળીને તેણે સાત દિવસ વિતાડયા. આજે પણ સાંજ પડયા પછી નિસ્તબ્ધ ઓરડામાં તે જ અગ્નિ સળગાવીને બેઠો હતો. એકાએક બારણા પાસે અવાજ સાંભળીને ઊંચું જોતાં જ તેનું હૃદય કૂદી ઊઠયું. કાલીનો હાથ પકડીને લલિતા ઓરડામાં આવી અને નીચે શેતરંજી ઉપર સ્થિર થઈને બેઠી. કાલી બોલી,—"શેખરદા, અમે બન્ને જણ તમને પ્રણામ કરવા આવ્યાં છીએ—કાલે અમે ચાલ્યાં જવાનાં છીએ."

શેખર બોલી શકયો નહીં, જોઈ જ રહ્યો.

કાલીએ કહ્યું,—"અનેક દોષ, અપરાધ, અમે તમારે ચરણે કર્યા છે. શેખરદા, તે સહુ ભૂલી જજો."

શેખર સમજી ગયો કે આમાંનો એક પણ શબ્દ કાલીનો પોતાનો નથી. તે માત્ર શાખવેલાં વચનો જ બોલે છે. તેણે પૂછયું,—"કાલે કયાં જવાનાં છો તમે?"

"પશ્ચિમમાં. બાપુજીને લઈને અમે બધાં જ મુંગેર જવાનાં છીએ—ત્યાં ગિરીન બાબુનું ઘર છે. તેઓ સારા થશે તોપણ આવવાનાં નથી; દાક્તર કહેતા હતા કે આ તરફનાં હવા પાણી બાપુજીને માફક આવે એમ નથી."

શેખરે પૂછયું,—"હમણાં તેમને કેમ છે?"

"જરા ઠીક છે." કહીને કાલીએ પાલવમાંથી કેટલાંક વસ્ત્રો કાઢી બતાવીને કહ્યું,—"કાકીએ અમને ખરીદી આપ્યાં છે."

લલિતા અત્યાર સુધી ચૂપ રહી હતી. તે ઊઠી અને ટેબલ ઉપર એક ચાવી મૂકીને બોલી,—"કબાટની આ ચાવી

આટલા દિવસ સુધી મારી પાસે જ હતી." જરા હસીને બોલી,—"હવે તેમાં નાણું નથી, બધું ખર્ચાઈ ગયું છે."

શેખર ચૂપ રહ્યો.

કાલી બોલી,—"ચાલો મોટી બહેન, રાત પડવા આવી."

લલિતા કંઈ બોલે તે પહેલાં જ આ વખતે શેખર એકાએક ઉતાવળો ઉતાવળો બોલી ઉઠયો,—"કાલી, નીચેથી મારે માટે બે પાન લઈ આવ તો, બહેન."

લલિતાએ તેનો હાથ દબાવીને કહ્યું,—"તું બેસ, કાલી, હું લઈ આવું છું." કહીને ઉતાવળે પગલે ઊતરી ગઈ. થોડી વાર પછી પાન લાવી કાલીના હાથમાં આપ્યાં; તે શેખરને આપી આવી.

પાન હાથમાં લઈને શેખર નિસ્તબ્ધ થઈને બેસી રહ્યો.

"જઈએ છીએ, શેખરદા" કહીને કાલીએ પાસે આવીને લાંબી થઈને પ્રણામ કર્યા. લલિતાએ જ્યાં ઊભી હતી ત્યાં જ ભોંયે પડી પ્રણામ કર્યા. બન્ને ધીમે ધીમે ચાલ્યાં ગયાં.

શેખર પોતાનાં લાભાલાભ અને આત્મમર્યાદા લઈને ફિક્કે મોઢે, વિહ્વલ, મૂઢની માફક સ્તબ્ધ થઈને બેસી રહ્યો. તે આવી જે હતું તે કહીને હમેશને માટે વિદાય લઈ ગઈ, પરંતુ શેખરથી કશું જ બોલાયું નહીં. જાણે તેને કશું કહેવાનું જ ન હતું. એ રીતે બધો સમય વીતી ગયો. લલિતા કાલીને જાણી જોઈને સાથે લાવી હતી : કારણ કે કશી વાત ઊપડે એ તે ઈચ્છતી ન હતી ; એ પણ તે મનમાં મનમાં સમજ્યો. ત્યાર પછી તેના આખા શરીરમાં વેદના થવા લાગી. તેનું માથું ફાટવા લાગ્યું. તે ઊઠીને બિછાનામાં જઈ આંખ મીંચીને સૂઈ ગયો.

*

## પ્રકરણ ૧૧ મું

ગુરુચરણનું ખખડી ગયેલું શરીર મુંગેરનાં હવા-પાણીથી પાછું ટટાર થયું નહીં. વર્ષેક પછી જ તેઓ દુઃખનો બોજો ઉતારી નાખીને ચાલ્યા ગયા. ગિરીન સાચે જ તેમના ઉપર બહુ સ્નેહ રાખતો હતો અને તેણે આ-ખર સુધી તેમને માટે બનતું કર્યું હતું.

મૃત્યુ પહેલાં સજલ નેત્રે તેનો હાથ પકડીને વિનંતી કરી હતી કે તે કદી પણ પારકો ન થઈ જાય અને આ ગાઢ મૈત્રી નિકટ સંબંધમાં પરિણામ પામે તેઓ આ જાતે જોઈ જવા પામ્યા નહીં, વ્યાધિની ઉપાધિમાં વખત મળ્યો નહીં, પરંતુ પરલોકમાં બેઠા બેઠા પણ તેઓ એ જોઈ શકે એવી તેમની ઇચ્છા હતી. ગિરીને ત્યારે હર્ષ પૂર્વક અને અંતઃકરણ પૂર્વક કબૂલાત આપી હતી.

ગુરુચરણના કલકત્તાના ઘરમાં જે ભાડુત રહેતાં હતાં તેમને મોઢેથી ભુવનેશ્વરીને વચ્ચે વચ્ચે ખબર મળતી. ગુરૂચ-રણના મરણ સમાચાર પણ તેમને મળ્યા હતા.

ત્યાર પછી આ ઘેર મોટી દુર્ઘટના બની. નવીન રાય એકા-

એક મરણ પામ્યા. ભુવનેશ્વરી શોક અને દુઃખથી ગાંડાં જેવાં થઈને મોટી વહુના હાથમાં ઘરસંસાર સોંપીને કાશી ચાલ્યાં ગયાં. કહી ગયાં કે આવતે વરસે શેખરના લગ્ન સંબંધે બધું નક્કી થઇ જશે.

લગ્ન સંબંધ તો નવીન રાય પોતે જ નક્કી કરી ગયા હતા અને ક્યારનાં થઈ પણ જાત. પરંતુ તેમના મરણને લીધે જ એક વર્ષ મુલતવી રાખવું પડ્યું. કન્યા પક્ષને હવે વિલંબ કર્યે ચાલે એમ ન હતું, તેથી તેઓ કાલે આવીને આશીર્વાદ દઈ ગયાં હતાં. આ મહિને જ લગ્ન હતાં. આજે શેખર માને તેડવા જવાને માટે તૈયારી કરતો હતો. કબાટમાંથી સરસામાન કાઢીને ટ્રંકમાં ગોઠવવા જતાં જ ઘણે દિવસે તેને લલિતા યાદ આવી. આ બધું તે જ કરતી.

ત્રણ વર્ષથી પણ વધુ થયાં તેઓ ગયાં હતાં; આ દરમ્યાન તેઓની કશી જ ખબર તે જાણતો ન હતો. જાણવાનો પ્રયત્ન પણ કર્યો ન હતો, અને કદાચ ઇચ્છા પણ ન હતી. લલિતા ઉપર તેને ધીમે ધીમે ઘૃણા ઉત્પન્ન થઈ હતી. પરંતુ આજ એકાએક તેને ઈચ્છા થઈ આવી કે ગમે તે રીતે કંઇ ખબર મળે–કોણ કેમ છે—તો સારું. અવશ્ય સહુ કુશળ જ હશે, કારણ ગિરીન સંપત્તિવાન હતો એ તે જાણતો હતો. તોપણ તેને સાંભળવાની ઈચ્છા હતી કે ક્યારે લગ્ન થયાં તેની સાથે કેવી રીતે રહે છે—વગેરે.

તે ઘરનાં ભાડુતો પણ હવે નથી. બે માસ થયાં ઘર ખાલી કરી ચાલ્યાં ગયા છે. શેખરે એક વાર વિચાર કર્યો કે ચારુના પિતાને જઈને પૂછવું, કારણ તેઓ ગિરીનની ખબર જરૂર

રાખતા હોવા જોઈએ. થોડીવાર ટંક ગોઠવવી મુલતવી રાખી તે શૂન્ય નજરે બારી બહાર જોઈને આ બધાંનો વિચાર કરવા લાગ્યો. એવામાં બારણા બહાર ઊભાં ઊભાં જૂની દાસીએ કહ્યું,—" છોટા બાબુ, કાલીની મા જરા તમને બોલાવે છે."

શેખર મોં ફેરવીને અત્યંત આશ્ચર્ય પામીને બોલ્યો,— "કઈ કાલીની મા?"

દાસી હાથવતી ગુરુચરણનું ઘર બતાવી બોલી,—"આપણી કાલીની મા, છોટા બાબુ; તેઓ કાલે રાત્રે પાછાં આવ્યાં છે!"

"ચાલ, જાઉં છું." કહીને તે તરત જ નીચે ઊતરી ગયો.

ત્યારે સાંજ પડવા આવી હતી. તેણે ઘરમાં પગ મૂકતાં જ હૃદયભેદક રુદનનો અવાજ ઊઠયો. વિધવાવેશધારી ગુરુચરણની સ્ત્રીની પાસે જઈને તે જમીન પર જ બેસી પડયો અને ધોતિયાના છેડાવતી મૂંગો મૂંગો આંખ લૂછવા લાગ્યો. માત્ર ગુરુચરણને માટે જ નહીં, પણ પોતાના પિતાના શોકથી પણ તે ફરી આકુલ થઈ ગયો.

સાંજ પડતાં લલિતા દીવો કરી ગઈ. દૂરથી ગળે પાલવ લગાડી તેને પ્રણામ કર્યા, અને થોડી વાર રાહ જોઈ ધીમે ધીમે ચાલી ગઈ. શેખર સત્તર વર્ષની પરસ્ત્રીને આંખ ઊંચકીને જોઈ અથવા તેની સાથે વાત કરી શકયો નહીં: તોપણ આડી નજરે તે જેટલું જોઈ શકયો તે પરથી લાગ્યું કે લલિતા જરા મોટી થઈ છે અને અત્યંત કૃશ થઈ ગઈ છે.

અનેક રડારોળ પછી ગુરુચરણની વિધવાએ જે કહ્યું તેનો

મર્મ એટલો જ કે આ ઘર વેચીને મુંગેરમાં જમાઈને આશરે રહેવાની તેમની ઇચ્છા છે. ઘર ખરીદવાની શેખરના પિતાની બહુ દિવસથી ઇચ્છા હતી. એટલે હવે યોગ્ય કિંમત આપીને તે લોકો જ જો ખરીદી લે તો ઘર એક રીતે તેમનું જ રહે. તેમને પોતાને પણ કોઈ જાતનો ક્લેશ રહેશે નહીં, અને ભવિષ્યમાં કોઈ વાર તેઓ આ તરફ આવે ત્યારે એકાદ બે દિવસ રહી પણ શકે, વગેરે. શેખરે જ્યારે માને પૂછીને બનતું કરવા કહ્યું ત્યારે તેમણે આંખ લૂછીને કહ્યું,—"મોટી બહેન હમણાં આવવાનાં નથી, શેખર?"

શેખરે જણાવ્યું કે તે આજે જ રાત્રે તેમને તેડવાને જવાનો છે. ત્યાર પછી તેમણે એક પછી એક બીજી વાતો જાણી લીધી—શેખરનાં લગ્ન ક્યાં થવાનાં છે, ક્યારે થવાનાં છે, કેટલા હજાર મળવાના છે, કેટલાં ઘરેણાં થવાનાં છે, નવીન રાય કેમ કરીને મરી ગયા, મોટી બહેને શું કર્યું, ઇત્યાદિ અનેક વાતો કરી અને સાંભળી.

શેખરને જ્યારે રજા મળી ત્યારે ચાંદની પથરાઈ ગઈ હતી. આ જ વખતે ગિરીન્દ્ર ઉપરથી ઊતરી તેની બહેનને ત્યાં જેવો ગયો. ગુરુચરણની વિધવાએ જોઈને પૂછ્યું—"મારા જમાઈની સાથે તારે ઓળખાણ નથી શેખરનાથ? એવો છોકરો દુનિયામાં બીજો નહીં હોય."

શેખરને આ વાતમાં છાંટો પણ શંકા ન હતી એમ તેણે જણાવ્યું, અને ઓળખાણ છે એમ કહીને ઉતાવળે પગલે ચાલ્યો; પરંતુ બહારના ખંડમાં આવતાં જ તેને થોભવું પડ્યું.

અંધારામાં બારણાની પાછળ લલિતા ઊભી હતી. તે બોલી, "સાંભળો, માને તેડવા આજે જ જવાના છો!"

શેખરે કહ્યું,—"હા."

"તેઓ બહુ જ વ્યાકુળ થઈ ગયાં છે?"

"હા, લગભગ ગાંડાં જેવાં થઈ ગયાં છે."

"તમારું શરીર કેમ છે?"

"સારું છે." કહીને શેખર ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો.

રસ્તા પર આવતાં તે માથાથી તે પગ સુધી શરમ અને ઘૃણાથી ધ્રૂજી ઊઠયો. લલિતાની પાસે ઊભા રહેવું પડયું, તેથી તેનું પોતાનું શરીર પણ જાણે અપવિત્ર થઈ ગયું હોય એમ તેને લાગ્યું. ઓરડામાં આવીને તેણે જેમ તેમ ટ્રંક બંધ કરી અને હજી પણ ગાડીને વાર છે એ જાણી ફરી એક વાર બિછાના પર પડીને લલિતાની વિષમય સ્મૃતિને બાળીને ભસ્મ કરી નાખવાની પ્રતિજ્ઞા લઈ, તેણે હૃદયનાં છિદ્રે છિદ્રે ઘૃણાનો દાવાનળ સળગાવી દીધો. બળવાની યાતનાથી તેણે તેનો મનમાં ને મનમાં ન બોલવાની ભાષામાં તિરસ્કાર કર્યો, એટલું જ નહીં, પણ કુલટા સુદ્ધાં કહેતાં અચકાયો નહીં. સાંજે વાત વાતમાં ગુરુચરણની સ્ત્રીએ કહ્યું હતું,—"આ કંઈ સુખનાં લગ્ન નહોતાં તેથી આખર સુધી કોઈને યાદ ન રહ્યું. નહીં તો લલિતાએ તો તે વખતે તમને બધાંને ખબર આપવાને કહ્યું હતું." લલિતાની આ ઉદ્ધતાઈ જાણે સર્વ અગ્નિ ઉપર પણ શિખા વિસ્તારીને પ્રજળવા લાગી.



## પ્રકરણ ૧૨ મું

શેખર માને લઈને જ્યારે પાછો આવ્યો ત્યારે પણ તેનાં લગ્નને દસ બાર દિવસની વાર હતી.

ત્રણેક દિવસ પછી એક દિવસ સવારે લલિતા શેખરની માની પાસે બેસીને એક ટોપલીમાં કંઈ ભરતી હતી. શેખર જાણતો ન હતો તેથી કંઈ કામ માટે 'મા' એમ બોલીને ઓરડામાં જતાં જ એકાએક અચકાઈને ઊભો. લલિતા નીચું જોઈને કામ કરવા લાગી.

માએ પૂછ્યું,—"શું છે?"

તે જે માટે આવ્યો હતો તે ભૂલી ગયો અને 'ના, હમણાં નહીં,' કહીને ઉતાવળો ઉતાવળો બહાર ચાલ્યો ગયો. તે લલિતાનું મોં જોઈ શકયો નહીં, પરંતુ તેના બંને હાથ પર તેની નજર પડી હતી. તે બિલકુલ ઘરેણાં વગરના જ હતા—કાચની બે બંગડી સિવાય બીજું કાંઈ હતું નહીં. શેખર મનમાં ને મનમાં ક્રૂર હાસ્ય કરીને બોલ્યો,—"આ તો વળી ઓર વેશ કાઢયો." ગિરીન ધનવાન હતો તે તે જાણતો હતો. તેની પત્નીનો હાથ

આમ આભૂષણ વિનાનો હોવાનું કોઈ પણ સંગીન કારણ તેને શોધ્યું જડયું નહીં.

તે જ દિવસે સાંજને વખતે તે ઉતાવળે પગલે નીચે ઊતરી આવતો હતો. લલિતા પણ તે જ દાદરે ઉપર ચઢતી હતી. તે એક બાજુ હઠીને ઊભી. પરંતુ શેખર પાસે આવતાં જ અત્યંત સંકોચ સહિત બોલી,—"તમને એક વાત કહેવાની છે."

શેખર થોડી વાર સ્થિર થઈને વિસ્મય પામીને બોલ્યો, "કોને ? મને ?"

લલિતા તેવા જ મૃદુ સ્વરે બોલી—"હા, તમને."

"મારી સાથે વળી શી વાત કરવાની છે ?" કહીને શેખર પહેલાં કરતાં પણ ઉતાવળે પગલે ઊતરી ગયો.

લલિતા ત્યાં જ થોડી વાર સુધી સ્તબ્ધ ભાવે ઊભી રહી ને સહેજ નિશ્વાસ નાખીને ધીમે ધીમે ઉપર ચાલી ગઈ.

બીજે દિવસે સવારે શેખર તેના બહારના ઓરડામાં બેસીને તે દિવસનું છાપું વાંચતો હતો; અતિશય આશ્ચર્યપૂર્વક આંખ ઊંચકી જોયું તો ગિરીન્દ્ર દાખલ થતો હતો. ગિરીન નમસ્કાર કરીને પાસે ખુરશી ખેંચી લઈને બેઠો. શેખરે સામો નમસ્કાર કરીને છાપું એક બાજુ રાખ્યું ને જીજ્ઞાસા પૂર્વક જોઈ રહ્યો. બન્ને એક બીજાને નજરે ઓળખતા હતા, પણ પરિચય હતો નહીં. તેમ જ તે માટે આજ સુધી કોઈએ પણ કંઈ આગ્રહ સુદ્ધાં બતાવ્યો ન હતો.

ગિરીને એકદમ જ કામની વાત કાઢી. તે બોલ્યો,—"ખાસ કામ પડવાથી આપને જરા તસ્દી આપવા આવ્યો છું. મારી સાસુનો અભિપ્રાય તો તમે સાંભળ્યો છે કે ઘર

તેઓ તમને વેચવા ઇચ્છે છે. આજ મારી સાથે કહેવડાવ્યું છે કે ગમે તે જલદી થઈ જાય તો તેઓ આ જ મહિને મુંગેર પાછાં જઈ શકે."

ગિરીનને જોતાં વેંત જ શેખરના હૃદયમાં તોફાન જાગ્યું હતું. વાત તેને જરા ય ગમી નહીં. તે અપ્રસન્ન મુખે બોલ્યો,– "એ તો ઠીક, પરંતુ બાપુની ગેરહાજરીમાં હવે મોટાભાઈ જ કર્તાહર્તા છે. તેમને કહેવું જોઈએ."

ગિરીન મંદ હાસ્ય કરીને બોલ્યો, "તે તો અમે પણ જાણીએ છીએ. પરંતુ તેમને તમે જ કહો તો સારું."

શેખરે તેવી જ રીતે જવાબ આપ્યો,—"તમે કહેશો તો પણ ચાલશે. તે તરફના કારભારી તો હવે તમે જ છો ને!"

ગિરીને કહ્યું,—"મારે કહેવાની જરૂર હોય તો હું કહીશ, પરંતુ કાલે બહેન કહેતાં હતાં કે તમે મનમાં લેશો તો સહેજ-માં થઈ જશે."

શેખર મોટા તકિયાને અઢેલીને બેઠો બેઠો અત્યાર સુધી વાત કરતો હતો, તે ટટાર થઈને બોલ્યો,—"કોણ કહેતું હતું?"

ગિરીને કહ્યું—"બહેન–લલિતા બહેન કહેતાં હતાં—"

શેખર વિસ્મયથી મૂઢ થઈ ગયો. ત્યાર પછી ગિરીન શું બોલી ગયો તેનો એક અક્ષર પણ શેખરને કાને પહોંચ્યો નહીં. થોડી વાર વિહ્વલ દૃષ્ટિથી તેના તરફ જોઈ રહીને તે બોલી ઊઠયો,—"માફ કરજો, ગિરીન બાબુ! પરંતુ લલિતા સાથે શું તમારાં લગ્ન થયાં નથી?"

ગિરીન જીભ કરડીને બોલ્યો, "જી, ના—તે ઘરનાં બધાંને જ તો તમે ઓળખો છો–કાલી સાથે મારાં—"

"પરંતુ એવું તો નક્કી થયું નહોતું.

ગિરીને લલિતાને મોઢે બધી વાત સાંભળી હતી. તેણે કહ્યું,–"ના, એવું નક્કી થયું નહોતું એ વાત ખરી. ગુરુચરણ બાબુ મૃત્યુ સમયે મને કહી ગયા હતા કે મારે બીજે કોઈ ઠેકાણે લગ્ન ન કરવાં. મેં પણ કબૂલાત આપી હતી. તેમના મૃત્યુ પછી લલિતા બહેને મને સમજાવ્યું કે જો કે આ વાત કોઈ જાણતું નથી. તોપણ આ પહેલાં જ તેમનાં લગ્ન થઈ ગયાં છે અને તેમના સ્વામી પણ જીવતા છે ! આ વાત કદાચ કોઈ પણ માનત નહીં; પરંતુ હું તેમની એક પણ વાત ઉપર અણવિશ્વાસ રાખતો નથી. સ્રીઓનાં એકથી વધુ વાર લગ્ન તે કંઈ થાય ?"

શેખરનાં બન્ને નેત્રો અશ્રુપૂર્ણ થઈ ગયાં હતાં. અત્યારે તે અશ્રુ આંખના ખૂણામાંથી ગિરીનનાં દેખતાં જ દડદડ પડવા લાગ્યાં. પરંતુ તે બાજુ તેનું ધ્યાન જ ન હતું. તેને યાદ પણ ન રહ્યું કે પુરુષના દેખતાં પુરુષે આવી દુર્બળતા બતાવવી એ બહુ જ શરમભર્યું કહેવાય.

ગિરીન મૂંગે મોઢે જોઈ રહ્યો. તેના મનમાં સંદેહ હતો જ. આજે તે લલિતાના સ્વામીને ખરેખર ઓળખી શક્યો ! શેખર આંખ લૂછીને ભારે અવાજે બોલ્યો,—"પરંતુ તમે તો લલિતાને ચાહો છો ?"

ગિરીનનાં મો ઉપર ગૂઢ વેદનાની ગાઢ છાયા પથરાઈ ગઈ. પરંતુ બીજી જ ક્ષણે તે મૃદુ મૃદુ હસવા લાગ્યો. ધીમે ધીમે બોલ્યો,—"એનો જવાબ આપવાની જરૂર નથી. તે ઉપરાંત સ્નેહ ગમે તેટલો હોય, તોપણ જાણી બૂઝીને કોઈથી પણ પારકાની પરણેલી સ્રી સાથે પરણાય નહીં–જવા દો, વડીલો સંબંધી એવી વાતો હું કરવા માગતો નથી." કહીને

તે ફરી એક વાર હસીને ઊઠી ઊભો થયો અને બોલ્યો,—“ આજ જાઉં છું, ફરી કોઈ વાર મળશું ” કહીને નમસ્કાર કરી ચાલ્યો ગયો.

શેખરના મનમાં ગિરીનને માટે હમેશાં અણગમો રહેતો હતો. તે અણગમો અતિશય ઘૃણામાં પરિણામ પામ્યો હતો. પરંતુ આજે તે ચાલ્યો ગયો કે તરત જ શેખર ઊઠીને વારંવાર માથું ભોંયે અડાડીને આ અપરિચિત બ્રાહ્મ યુવકને પ્રણામ કરવા લાગ્યો. મનુષ્ય વગર બોલ્યે કેવો મોટો સ્વાર્થત્યાગ કરી શકે છે, હસતે મુખે કેવી કઠોર કબૂલાતોનું પાલન કરી શકે છે, તે આજે તેણે પહેલવહેલું જોયું.

બપોર પછી ભુવનેશ્વરી પોતાના ઓરડામાં જમીન પર બેસીને લલિતાની મદદથી નવાં વસ્ત્રોને જાત વાર જુદાં પાડી ગોઠવતાં હતાં. શેખર ઓરડામાં જઈ માના બિછાના પર જઈને બેઠો. આજે તે લલિતાને જોઈને ગભરાટમાં ભાગી ન ગયો. માએ તેના તરફ જોઈને કહ્યું,—“ શું છે ?”

શેખરે જવાબ આપ્યો નહીં, મૂંગો રહી વસ્ત્રોની ગોઠવણ જોવા લાગ્યો. થોડી વાર પછી બોલ્યો,—“ આ શું થાય છે મા ? ”

માએ કહ્યું, “ નવાં વસ્ત્રો કોને કેટલાં આપવાં પડશે તેનો હિસાબ કરી જોઉં છું—મને લાગે છે કે બીજાં પણ થોડાં ખરીદવાં પડશે. કેમ મા ? ”

લલિતાએ માથું હલાવી હા પાડી.

શેખર હસતે મુખે બોલ્યો,—“ અને જો લગ્ન ન કરું તો, મા ?”

ભુવનેશ્વરી હસ્યાં,—" તું તો બધું કરે, તારા ગુણની કયાં વાત થાય ?"

શેખર પણ હસીને બોલ્યો,—" મને લાગે છે કેમ તેમ જ થશે. "

મા ગંભીર થઈને બોલી ઊઠયાં,—'આ શું બોલે છે ? આવી ઢંગધડા વિનાની વાત બોલીશ નહીં. "

શેખર બોલ્યો,—" આજ સુધી તો ન બોલ્યો, હવે બોલ્યા વિના ચાલે એમ નથી-હવે જો મૂંગો રહું તો મહા પાપ થશે, મા. "

ભુવનેશ્વરી સમજી ન શકવાથી શંકિત મુખે જોઈ રહ્યાં.

શેખરે કહ્યું,—" તારા આ દીકરાના અનેક અપરાધ તું માફ કરતી આવી છે. આ પણ માફ કર, મા હું ખરેખર આ લગ્ન કરી શકીશ નહીં. "

પુત્રનાં વચન અને મુખનો ભાવ જોઈને ભુવનેશ્વરી સાચે જ ઉદ્વેગ પામ્યાં. પરંતુ તે ભાવ દબાવી દઈને બોલ્યાં,— " વારુ, ઠીક, હમણાં જા તું અહીંથી, મને ચિડવ નહીં, શેખર, મારે ઘણાં કામ છે. "

શેખર ફરીથી હસવાનો વ્યર્થ પ્રયત્ન કરીને શુષ્ક સ્વરે બોલ્યો, " ના, મા, ખરું કહું છું તને. આ લગ્ન થઈ શકશે નહીં. "

" કેમ, એ કાંઈ રમત છે ? "

" રમત નથી તેથી જ તો કહું છું, મા. "

ભુવનેશ્વરી આ વખતે ખરેખર ભય પામીને ગુસ્સો કરીને બોલ્યાં,—" શું થયું છે, મને સમજ પાડ શેખર ! આવી ગોળગોળ વાત મને ગમતી નથી. "

શેખર મૃદુ કંઠે બોલ્યો,—"કોઈ દિવસ સાંભળજે, કહીશ. કહીશ, મા."

"કોઈ દિવસ કહેશે!" તેઓ વસ્ત્રો એક તરફ હડસેલીને બોલ્યાં,—"તો આજે જ મને કાશી મોકલી દે. આવા સંસારમાં મારે એક રાત પણ ગાળવી નથી."

શેખર નીચું જોઈને બેસી રહ્યો. ભુવનેશ્વરી વધુ અસ્થિર થઈને બોલ્યાં,—"લલિતા પણ કાલે મારી સાથે આવવા માગે છે. જોઉં છું તેની વ્યવસ્થા કરી શકું તો?"

આ વખતે શેખર ઊંચું જોઈને હસ્યો અને બોલ્યો,—"તું લઈ જવાની તેમાં વળી વ્યવસ્થા કોઈની સાથે કરવાની મા? તારા હુકમથી મોટું વળી એને કોણ છે?"

છોકરાનું હસતું મોં જોઈને તેઓ મનમાં ને મનમાં જરા આશ્વાસન પામ્યાં: લલિતા તરફ જરા જોઈને બોલ્યાં, "સાંભળી મા, એની વાત! એ એમ માને છે કે મારી મરજી હોય ત્યાં હું તને લઈ જઈ શકું! એની મામીનો મત શું ન લેવો પડે?"

લલિતાએ જવાબ આપ્યો નહીં. શેખરની વાતચીત કરવાની રીત ઉપરથી તે મનમાં ને મનમાં સંકોચ પામતી હતી.

શેખર બોલી પડયો,—"તેમને જણાવવું હોય તો જણાવજે. તે તારી મરજીની વાત છે. પરંતુ તું જે કહેશે તે જ થવાનું છે. મા, એ હું પણ જાણું છું અને જેને લઈ જવાની વાત કરે છે તે પણ જાણે છે. એ તારી પુત્રવધૂ છે." બોલી પડીને તરત જ શેખર નીચું જોઇ રહ્યો.

ભુવનેશ્વરી વિસ્મયથી થંભી ગયાં! માના દેખતાં છોકરો આવી મશ્કરી કરે! એકી ટશે તેની તરફ જોઈને બોલ્યાં, "શું બોલ્યો? એ મારી કોણ?"

શેખર ઊંચું જોઈ શક્યો નહીં, પણ જવાબ આપ્યો. ધીમે ધીમે બોલ્યો, "કહ્યું તો ખરું મા, આજથી નહીં, ચાર વરસ પહેલાંથી. તું ખરેખર જ એની મા છે. હું વધુ બોલી શકતો નથી, મા, એને જ પૂછ, એ જ કહેશે." કહીને જોયું તો લલિતા ગળે પાલવ લગાડીને માને પ્રણામ કરવાની તૈયારી કરતી હતી. તે પણ ઊઠી આવીને તેની પાસે ઊભો, અને બંનેએ એક સાથે માના પગ આગળ ભોંયે પડીને પ્રણામ કર્યા. શેખર ચુપચુપ ચાલ્યો ગયો

ભુવનેશ્વરીના નેત્રોમાંથી આનંદાશ્રુ ઝરવા લાગ્યાં. તેઓ લલિતાને સાચે જ બહુ ચાહતાં હતાં. પેટી ખોલીને પોતાનાં બધાં ઘરેણાં બહાર કાઢી તેને પહેરાવતાં પહેરાવતાં જરા જરા કરીને બધી વાત જાણી લીધી. બધું સાંભળીને બોલ્યાં, "તેથી જ ગિરીનનાં કાલી સાથે લગ્ન થયાં ખરું ?"

લલિતાએ કહ્યું,—"હા, મા, તેથી જ. ગિરીન બાબુના જેવા માણસ જગતમાં બીજા છે કે નહી તે હું જાણતી નથી મેં તેમને સમજાવતાં જ તેઓ માની ગયા કે ખરેખર જ મારાં લગ્ન થઈ ગયાં છે સ્વામી મારો સ્વીકાર કરે કે ન કરે, તોપણ તેઓ છે તો ખરા."

ભુવનેશ્વરી તેને માથે હાથ મૂકીને બોલ્યાં, "છે નહીં તો શું, મા ! આશીર્વાદ આપું છું કે જન્મોજન્મ દીર્ઘાયુષ પામજે. જરા બેસ મા, હું અવિનાશને જણાવી આવું કે લગ્નની કન્યા બદલાઈ ગઈ છે." કહીને હસતાં હસતાં મોટા છોકરાના ઓરડા તરફ ચાલ્યાં ગયાં.